વર્ષ ૭મું

નવચેતન પ્રકાશન ૪૦

ગૃહલક્ષ્મી ગ્રંથમાળા પુ. ૩૩

પુસ્તક ૩જું

# ચંદા

લેખક

શ્રી. ઇંદ્ર વસાવડા

એમ. એ;

નવચેતન સાહિત્ય મંદિર

૨૪૫૬; ભદ્ર: અમદાવાદ

પ્રકાશક

**પુરુષોત્તમ પૂ. પારેખ**
**નટવરલાલ લ. વૌરા**

નવચેતન સાહિત્ય મંદિર : ૨૪૫૬; ભદ્ર : અમદાવાદ.



આવૃત્તિ પહેલી
પ્રત : ૩૦૦૦
ગુજરાતી [illegible]



**કિંમત.**

પાકું પૂઠું. રૂા. ૨-૮-૦
કાચું પૂઠું. રૂા. ૨-૪-૦

વાર્ષિક લવાજમ દેશમાં પોસ્ટેજ સહિત.
કાચું પૂઠું રૂા. ૪) :: પાકું પૂઠું રૂા. ૫)

મુદ્રક. ધી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં, શાહ કેશવલાલ સાંકળચંદે
છાપી. ઠે. સલાપોસ ક્રોસરોડ : નગરશેઠના વંડા પાછળ-અમદાવાદ

# નિવેદન

'ચંદા' ને ગૂજરાત સમક્ષ મૂકતાં અમને હર્ષ થાય છે. નવચેતન સાહિત્ય મંદિરે ગૂજરાતને અનેક પ્રતિભાશાળી લેખકોની નૂતનવિચાર શ્રેણીના ગ્રંથો આપ્યા છે. અને તેમાં આ સુંદર નવીન ભાત પાડતી એક વધુ નવલકથાથી ઉમેરો થાય છે.

ચંદા અને ગોપાલના પાત્રો ગ્રામજનતાનું પ્રતિબિંબ છે. ગોપાલનું વ્યક્તિત્વ, અને રાધેબાબુની નિખાલસતા: સતી, ભાભી અને માતાની સહૃદયતા સાથે મિશ્રાણીજીની ચંદા પ્રત્યે ઉપહાસ કરતી કટાક્ષમય વાણી વાંચકવર્ગને ખૂબ આકર્ષશે. પંડિત ગજાનંનને તો ખરેખર ભૂલી શકાય તેમ નથી જ. ઉપરાંત સમાજ જીવનમાં-ક્ષમા અને સહિષ્ણુતાના ગુણોને વિકસાવવાની જે સુંદર ફિલસૂફી શ્રી વસાવડાએ આ પુસ્તકમાં વણી છે તે જોતાં ગૂજરાતને આ નવલકથા ગમશે જ એની અમને શ્રદ્ધા છે.

'શોભા', 'ગંગાનાં નીર' અને 'ચંદા' એ ત્રણ નવલકથા ગૃહલક્ષ્મી-ગ્રંથમાળા દ્વારા શ્રી ઈન્દ્રભાઇએ ગૂજરાતના યુવક યુવતીઓ પાસે મૂકી છે. અને ભવિષ્યમાં પણ ગૂજરાત કાજે વધુ વેગે સર્જન સર્જતા રહે એમ આપણે સૌ ઇચ્છશું 'ચંદા' માટે શ્રી વસાવડાના આભારી છીએ.

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાનું નિયમિત ૭ મું વર્ષ આ પુસ્તક ચંદાથી પૂરું થાય છે. હવે આઠમા વર્ષનું ૧ લું પુસ્તક ૨૫૦ થી ૩૦૦ પાનાની જાણીતા લેખકની સુંદર નવલકથા આપની સમક્ષ રજૂ થશે.

લિ. સેવકો

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬; ભદ્ર: અમદાવાદ

પુરૂષોત્તમ પારેખ
નટવરલાલ વોરા

# પ્રસ્તાવના

અટરૂ સ્ટેશન પાસે જ અમારું ઘર. ઘર બહાર લીમડો. લીમડા નીચે ખાટલામાં બેસી નવલકથા લખવા બેઠો. બાળપણમાં જોયેલી ગૂંગી યાદ આવી. તે નેત્રો સામે આવી કહે; " મ્હારી જ કથા લખોને ! "

મેં કહ્યું; " લે બાઈ, તારી વાત લખું. રાજી ? " અને હસતી હસતી ગૂંગી નેત્રો સામેથી અદૃશ્ય થઇ ગઈ.

પણ વારતા હજી અરધી પણ લખાયેલી ન હતી અને મારે વાંસદા જવાનું થયું. વાંસદા નરેશના સુંદર અતિથિગૃહ 'સુશીલ–સદન'માં રહેતો હતો અને તેમની મીઠી મિજબાની માણતો હતો. ત્યાંથી દૂરદૂરના પહાડો સામેનું ઘાસનું મેદાન, અને પડખે જ આવેલી કાવેરી નદીને જોઈ થયું, લાવ નવલકથા અહીંજ પૂરી કરું. બે ત્રણ પ્રકરણો લખ્યાં ત્યાં તો કારણવશાત્ જવાનું થયું -અજયગઢ.

અજયગઢ બુંદેલખંડમાં આવેલું નાનું દેશીરાજ્ય. સતના સ્ટેશનથી સાઠેક માઈલ દૂર. મારી નવલકથાને પણ મુસાફરી કરવાનું મળ્યું. વિંધ્યાના પહાડો ઉપર આવેલું નાનું શું ગામ અજયગઢ. વાંસદાનરેશના જ્યેષ્ઠ જમાઇ, અજયગઢના યુવરાજશ્રીને ત્યાં મહેમાન થવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. ત્યાંના જૂના મકાન 'તિલશ્ય ઘર' માં છાપરા નીચે બેઠો. ત્યાંની અસહ્ય ગરમીથી અકળાતો હતો. પણ ગૂંગી મને છોડે તેમ ન હતી; આવીને કહે; "ભાઈ. કેમ લખતા નથી?"

કલમ પકડીને લખવા બેઠો. બેત્રણ પ્રકરણો માંડ લખ્યાં હશે, ત્યાં તો મુંબઈ જવાનું થયું. અને 'ચંદા' પણ મારી સાથે મુંબઇ આવી.

વિચાર થયો આ વારતા લખતાં લખતાં ઘણો વખત થયો. માટે હવે સંપૂર્ણ કરવી જોઇએ. પારલામાં હું નવલકથા લખવા બેઠો, પણ 'ચંદા' ને ત્યાં પૂરી થવાનું લખાયું ન હતું.

મારે તો આવવાનું થયું વાંસદા; યુવરાજ શ્રીના શિક્ષક તરીકે, નદીને કાંઠે, એક ટેકરા ઉપર આવેલી કુટીરમાં 'ગૂંગી' 'ચંદા' ખતમ કરવાનો નિશ્ચય કર્યો.

અને છેવટે તે આ કુટીરમાંજ પૂરી થઇ.

આ નવલકથાએ, આ પ્રમાણે મારી સાથે ખૂબ યાત્રા કરી. તેના નામે પણ મારા મનમાં ખૂબ યાત્રા કરી છે તેમ કહું તો ખોટું નથી.

મોહનભાઈને (સોપાનને) જ્યારે બતાવી ત્યારે તેનું નામ હતું 'નિર્મળ વહેતાં હતાં ઉજ્જડનાં પાણી,' અહીં આવ્યા પછી નામ રાખ્યું 'ઉજ્જડનાં પૂર' દાસભાઇ—નટુભાઈ કહે "લાંબુ નામ છે નાનું ન આપો?" છેવટે 'ચંદા' નામ રાખ્યું અને આજે તે 'ચંદા' નામે જ ગૂજરાત સામે પ્રગટ થાય છે.

ગૂજરાતના વાંચક સમુદાયને મારાં પુસ્તકો ગમ્યાં છે. આશા રાખું છું કે આ પુસ્તક પણ ગમશે.

વાંસદા
તા. ૬–૧૦–૪૨

ઈન્દ્ર વસાવડા

# ૧

**સઘન** આમલીનાં વૃક્ષોની ઘેરી છાયાને પોતાનાં શ્વેત પાણીમાં છુપાવતી, કલકલ કરતી, ગામની પ્રદક્ષિણા કરતી ઉજ્જડ નદી જ્યારે સોરતીના મેદાન પાસે આવતી ત્યારે ગામનું સૌંદર્ય જોવા એક ક્ષણ થોભતી. તેનાં ઉતાવળાં નીર આ નાના પૂલ પાસે આવી જાણે થંભી જતાં, ટેકરા ઉપર દેખા દેતાં ગામનાં ઘરો જોવા મંદ બનતાં, સામે ટેકરા ઉપર ઊભેલા જીર્ણ પીપળના વૃક્ષને જોવા મંડી જતાં; પૂલ ઉપર આવ જા કરતા મનુષ્યોને જોવા મથતાં અને ત્યારપછી તે સાંકડાં, જૂના જમાનાના, સ્થળે સ્થળે તૂટેલા પૂલના બાકોરામાંથી વેગથી દોડી જતાં.

રાત્રિના અગિયાર વાગવા આવ્યા હતા. અમાવાસ્યાની રાત્રિ ઘનઘોર રાત્રિ–સમ સમ સમ કરતી વહી રહી હતી. તારલાઓનો ક્ષીણ પ્રકાશ નદીનાં જળને વધુ ઘેરાં અને ભયંકર બનાવતો હતો. આ જીર્ણશીર્ણ પૂલ ઉપર એક પંદર સોળ વર્ષની છોકરી ઊભી હતી. વિખરાયેલા વાળ, ફાટેલી સાડી, મેલો અને સ્થળે સ્થળે ફાટેલો કબજો અને આંખમાં અજબ તેજ...ક્યારની આ છોડી અહીં ઊભી ગામ ભણી ટગર ટગર જોયા કરતી હતી.

થાકેલી પાકેલી દસ દસ માઇલ ચાલી તે રાતના નવ વાગે આ ગામમાં આવી લાગી હતી પણ ક્યાંઈથી તેને ખાવાનું મળ્યું નહતું. આજ પૂલ ઉપર થઇ, ટેકરો ચઢી જ્યારે તે ગલીમાં પહોંચી અને ભીખ માગવા લાગી ત્યારે તેને લાગ્યું કે આ ગામનાં લોકોના હૃદયમાં દયા નથી. શેઠ ફૂંદીમલના મકાને આવી અને તેણે ઇશારાથી ભીખ માગી ત્યારે, પગનો જોડો કાઢી શેઠજી બોલ્યા હતા.

"મર, મર ગૂંગી! માગવા આવી છે તે"

આમતેમ ફરી છેવટે તે કંદોઈની દુકાને આવી લાગી હતી. જમીન ઉપર પડેલા બે ચાર સેવ [ગાંઠીઆ] ઉપાડી તેણે ખાધા હતા અને ત્યારપછી ગલીઓ વટાવી, ટેકરા ઉપર આવી ઊભી રહી હતી. સામે–નીચે, નદીનો સાંકડો પૂલ છે; પડખે જૂનું પીપળાનું ઝાડ છે. નદીનાં ઘેરાં નીર પૂલમાંથી મધુર ધ્વનિ કરતાં વહે છે...અને ટાઢ પણ સખત પડવા લાગી છે. ઝાડ ઉપર બેઠેલું ઘુવડ કોઈ કોઇ વાર ચિત્કાર કરી ઊઠે છે. સોર-

તીનું મેદાન દેખાતું નથી, પણ ત્યાંથી કોઈ કોઇ વાર શિયા-ળોનું રૂદન સંભળાઇ આવે છે.

તે ટેકરા ઉપરથી નીચે ઉતરવા લાગી અને પૂલ ઉપર થઈ સામેના મેદાન તરફ જવા આગળ વધી. પૂલના મધ્યમાં આવી તે ઊભી રહી; અને આકાશ ભણી જોવા લાગી.

"એય ! રસ્તો છોડ." તેના કાન ઉપર શબ્દો પડ્યા. તેણે જોયું...પૂલ ઉપર સામેથી કોઇ મહાશય આવે છે. માથા ઉપર પાઘડું છે, હાથમાં લાકડી છે, અને શરીર ઉપર કામળો છે.

"એય ! સાંભળે છ કે બેહરી મૂઇ છ..."

તે સ્હેજ ખસીને ઊભી.

"ઉંહ ! કમજાત. રાતના બાર વાગે પૂલ ઉપર મરતાં શરમે નથી આવતી" અને તેમ કહી પોતાના શરીર ને આ છોકરીના શરીર સાથે સ્પર્શ કરાવી–અને આ સ્પર્શ માટે અત્યંત ક્રોધ પ્રદર્શિત કરી, ગજાનન પંડિત આગળ વધ્યા ! અને જતાં જતાં બોલતા રહ્યા.

"ઉંહ ! કમજાત. ઉભતાં પણ નથી આવડતું. રાંડો શરીરને અડકીને જ જાય છે. ખબર નથી સ્પર્શ માત્રથી..." ઓહ ! શંભો, શંભો ! ! શી ટાઢ છે ? ઠાકુર સાએ કેમે કરી જલ્દી નીકળવા ન દીધો નહિ તો ક્યારનો ગામ આવી પહોંચ્યો હોત. શંભો. શંભો."

પણ તેમને, આ વિચારોમાં ખબર ન પડી કે તેમની પાછવાડે જેના સ્પર્શ માત્રથી...તેજ વ્યક્તિ આવી રહી છે.

" એં એં !" કોઈ ગણગણ્યું.

પાછળ ફરી જોયું, તો તે જ છોકરી.

" શું છે ! પંડિતજી બોલી ઊઠયા.

મોઢા પાસે હાથ લાવી તેણે સૂચવ્યું કે તેને ભૂખ લાગી છે.

" ભૂખ લાગી છે !" કટાક્ષથી પંડિતજી બોલ્યા અને પછી તેના આખા શરીરને પોતાની આંખોથી પી જવા મથતા હોય તેમ જોવા લાગ્યા. વિખરાયેલા વાળ, ફાટેલા કબજામાંથી બહાર નીકળી પડતું તેનું યૌવન–આખી દેહ દષ્ટિ જાણે પુકારીને કહેતી હતી..."હું યૌવનને આંગણે આવી ઊભી છું–ગરીબ છું, ગૂંગી છું તેથી શું ?"

"ભૂખ લાગી છે! મર ત્યાંથી" તેને ધક્કો મારી પંડિતજી ટેકરા ઉપર ચઢવા લાગ્યા; પણ તેમની ભારી કાયા, કામળામાં વિંટાયેલી, ટેકરા ઉપર ચઢવા જાણે ના પાડતી હતી. લાઠીનો ટેકો દઈ હાંફતાં હાંફતાં તેઓ ઉપર ચઢવા લાગ્યા. પાછળ પાછળ ગૂંગી પણ ચઢવા લાગી. માંડમાંડ ઉપર ચઢી પંડિતજીએ જોયું તો તે...ડાકણ...પાછળજ હતી.

" છે શું પણ ?" પંડિતજીએ પીપળ નીચે ઊભા રહી પ્રશ્ન કર્યો.

છોકરીએ પોતાની ગૂંગી ભાષામાં, હાથ મુખ પાસે લઈ જઈ સમજાવ્યું " ભૂખ લાગી છે."

" ગૂંગી સૂઇ છો ?"

" ઉં, ઉં, ઉં. "

" તે...તે...કમજાત...રાતના બાર વાગે...લે મર અહીં..." અને તેમ કહી તેમણે છોડીનો હાથ પકડી પોતાની તરફ ખેંચ્યો. ગૂંગી સાશ્ચર્ય આ જોવા લાગી.

" ભૂખ લાગી છે...! " આ શબ્દો હજુ તેમના મુખમાં જ હતાં; અને ગૂંગીનો હાથ પકડી ને પંડિતજી પોતાના તરફ ખેંચતા હતા, ત્યાં તો સામેના ઘરનો દરવાજો ખુલ્યો, અને પંડિતજી છોકરીને ધક્કો મારી બરાડી ઊઠયા.

" મર રાંડ ડાકણ! શંભો! શંભો! ક્યાંથી આવી ડાકણો......"

" અને પછી એક લાત લગાવી, ઉઘડેલા દ્વારમાં ઘુસી જઈ સાંકળ લગાડી દઇ જમીન ઉપર બેસી જઇ બોલવા મંડયા.

" હરિ, હરિ, બચાવ્યો તેં મારા બાપ! ખાઈ જાત નહિ તો. "

" છે શું પણ?" પંડિતાણીજી બોલ્યાં.

" હોય શું? ડાકણ... ડાકણ... મારી આંખે જોઈ. "

" તમે બાઝી પડયા કે તે તમને બાઝી પડી. " પંડિતાણી બોલી ઊઠયાં.

" શંભો શંભો! તેંજ લાજ રાખી મારા બાપ... મારી આંખે જોઈ. પગ ઉપરથી જ પારખી ગયો. રાંડ ચોંટી પડી...એ તો બ્રહ્મ શબ્દો...રાંડને ધકેલી મૂકી નહિ તો..."

"નહિ તો તમને પકડીને..."

"હરિ હરિ. બોલ મા બોલ મા. પાણી લાવ. મુખ પ્રક્ષાલન કરવા દે. લાવ લોટો શરીર ઉપર ઢોળી જ નાંખુ...અને બે ગાયત્રી જપી નાખું. તું તારે ખાવાનું લાવ. સખત ભૂખ લાગી છે."

"આટલું મોડું કેમ થયું ?"

"મોડું કેમ થયું ! અરે જાણતી નથી ઠાકુર સાબને ત્યાં યજ્ઞ કરવા ગયેલો હતો તે ? મોડું કેમ થયું ! ઠાકુર સાબ નીકળવા દે ત્યારે આવું ને ? આવતાં આવતાં બાર વાગી ગયા. પૂલ ઉપર જોઉં છું તો...શંભો...લાજ રાખી તેં. કમજાત..." અને તેમ કહી પંડિતજીએ પાણીના એક જ લોટા વડે સ્નાન પતાવી, સાત ગાયત્રી મંત્ર જપી પોતાની દેહ શુદ્ધિ કરી સુંદર થાળીમાં પીરસવામાં આવેલી ખાદ્ય સામગ્રીઓને ન્યાય આપવામાં મન પરોવ્યું.

આજ વખતે ઘર બહાર ઊભી ગૂંગી ખાવાના જ વિચાર કરતી હતી. ઈશ્વરે આટઆટલું ખાવાનું બનાવ્યું છે, ખેતરોમાં આટઆટલું અનાજ પેદા થાય છે, કંદોઈની દુકાને આટ આટલી ખાવાની વાનગીઓ દેખાય છે છતાં તેને જ કેમ કંઈ ખાવાનું મળતું નથી ? અનેક દુઃખો અને યાતનાઓ સહી તે જડ જેવી બની ગઈ હતી. પંડિતજીની લાત અને ગાળો તેને મન સાધારણ વાત હતી. હશે. બળ્યું નસીબ ! કહી તે કેટલી વાર સુધી ટેકરા ઉપર પીપળા નીચે ઊભી રહી ? સમસમ કરતી રાત્રિ વહી રહી હતી. આકાશમાં તારલા ઝળકતા

હતા; પીપળા ઉપરનું ઘુવડ કોઈ કોઈ વાર ચિત્કાર કરી ઊઠતું હતું. ધીમે ધીમે ટેકરા નીચે ઉતરી પૂલ ઉપર થઇ તે છોડી નદીના કિનારા ઉપર અદશ્ય થઇ ગઈ.

+ + +

રાતના એક વાગે અઢારેક વર્ષનો એક યુવક વડના ઝાડ સાથે બાંધેલી હોડીને છોડી રહ્યો હતો. શેઠ કુંદીમલે આ હોડકું બંધાવ્યું હતું. ગામના આ છેડે મોટા વડલાના ઝાડ નીચે આ હોડી પડી રહેતી. હોડી છોડી કિનારા ઉપરથી જ કૂદકો મારી ગોપાલ તેમાં કૂદી પડયો. છબ છબ કરતી હોડી પાણીમાં આગળ વધવા લાગી. કિનારા ઉપરનાં વૃક્ષો ઠંડીથી જાણે ધ્રૂજતાં હતાં, પણ ગોપાલે શરીર ઉપર ખાદીની બંડી સિવાય કશું પહેર્યું ન હતું. પાસે હલેસું હતું અને તે એક ગાયન લલકારતો આગળ વધતો હતો. થોડીવારમાં મોટું વાંસનું વન આવ્યું પવન સૂસવાટા કરતો વહેતો હતો અને વાંસના વનમાં એક વિચિત્ર સંગીત પેદા કરતો હતો. સાધારણ માણસનાં તો, આવી ભયંકર રાત્રિએ હાંજાંજ ગગડી જાય; છતાં ગોપાલને આ બધું સહજ લાગતું હતું. વાંસના વનની ઘેરી છાયા નદીનાં જળ વધુ કાળાં અને ભયંકર બનાવતી હતી.

સામેના કિનારા ઉપરથી શિયાળોનું રૂદન સંભળાતું હતું. તમરાં તમ તમ કરતાં હતાં. આગળ ગામનું સ્મશાન આવતું હતું. લોકો કહેતા હતા કે સ્મશાનમાં અમાવાસ્યાની રાત્રિએ જવું એ કપરું કામ હતું. ભૂત, પિશાચ, ડાકણો—નર માંસ

અને હાડકાં સાથે રમતાં જોવામાં આવતાં...ત્યાં જવાનું કોઈ સાહસ કરી શકતું નહિ.

વાંસનું વન વટાવી સ્મશાન પાસે, હોડી આવી લાગી, આગના ભડકા કોઇ કોઈ વાર દેખા દેતા. કોઇ કોઇ વાર પશુ પાણી પીતું હોય એવો છબ છબ અવાજ આવતો, તો કોઈ વાર કોઈ રડતું હોય એવો અવાજ આવતો; પણ ગોપાલ તો પોતાની ધૂનમાં મસ્ત હતો. ગાયન લલકારતો તે હોડીને હલેસાં મારતો હતો. પણ ધીમે ધીમે રૂદનનો અવાજ સ્પષ્ટ થવા લાગ્યો. તેને થયું–ખરેખર કોઈ રડે છે કે આ માત્ર ભ્રમણા છે ? તેણે ભૂત પ્રેતની ઘણીય વાતો સાંભળી હતી એટલે વિચાર આવ્યો કદાચ ભ્રમણા હોય; પણ રૂદનની વેદના એટલી ઉત્કટ હતી કે તેને થયું, તેણે જાણવું જોઇએ આ શું છે ? કોઈ ખરેખર રડે છે કે માત્ર ભ્રમણા જ છે. તેણે પોતાની હોડી કિનારા તરફ લીધી. કિનારા પાસે આવી તે હોડીમાંથી કિનારા ઉપર કૂદી પડયો. સ્મશાનની ભયંકરતા... ચારે કોર પથરાયેલાં હાડકાં અને રાખ; કોઇ કોઈ વાર દેખા દેતા આગના ભડકા. એક ક્ષણ તે થંભી ગયો; પણ બીજીજ ક્ષણે પોતાના આખા શરીરને એ ધ્રુજારી આપી આગળ વધ્યો. એક બોરડીની ઝાડી પાસે કોઇ ટૂંટિયું વાળી પડયું હતું અને રડતું હતું.

"કોણ ?" ગોપાલે બૂમ મારી.

ટૂંટિયું સળવળ્યું અને બેઠું થયું. સ્ત્રી ? આવી રાતે, આ ભયંકર સ્થળે એક સ્ત્રી ? ગોપાલે પોતાની આંખો ચોળી અને જોયું... હા. સોળ વર્ષની ચીંથરે હાલ, પણ સુંદર

બાળા ! દુર્બલ અને ક્ષીણ, બેઠી બેઠી પણ જાણે તે પડી જવા મથતી હતી.

" શું છે ? કેમ રડે છે ?" ગોપાલે પૂછ્યું.

"ઉ..." પેટ અને મુખને બતાવી તેણે સૂચવ્યું... સખત ભૂખ લાગી છે.

"ભૂખ લાગી છે ?"

માથું ધુણાવી હા પાડી.

" ખાવાનું કંઇ નથી મળ્યું ?"

" ના " અણુસારો.

" અહીં કેમ પડી છે ? કોઇ નથી ?"

બીજા સવાલનો જવાબ ડોક ધુણાવી તેણે આપ્યો.

"ના કોઈ નથી મને. સાવ એકલી છું."

" ખાવું છે ?"

" હા " ડોક ધુણાવી જવાબ આપ્યો.

" ચાલ ઊઠ "

છોકરી ઊઠી, પણ ઊઠી લડથડિયાં ખાવા લાગી.

" પકડ મારો હાથ "

છોકરીએ ગોપાલનો હાથ પકડયો. હાથનો ટેકો લઇ કિનારે આવ્યા.

" કૂદી પડ હોડીમાં."

પણ છોકરી ટગર ટગર જોવા લાગી. કૂદવાની હિંમત ન હતી.

તો આવ આમ. લે. તને ઉંચકીને હોડીમાં નાખું " અને તેમ કહી ગોપાલે તેને કમ્મરેથી ઉંચકી, લટકાવી, હોડીમાં ઊભી કરી દીધી અને પોતે પણ કૂદી હોડીમાં બેસી ગયો.

" ખાવાનું ! લે. જો અહિંથી બે માઈલ દૂર શેઠ કૂંદીમલનો બગીચો છે. તેમાં જામફળ, જાંબુ, સીતાફળ, આંબા ફણસનાં ઝાડો છે. ત્યાંથી કંઈક લાવી આપીશ. બેસ અહીં." અને તેમ કહી તે હોડી હંકારવા લાગ્યો.

" હોડી ચાલવા લાગી. સ્મશાન વટાવી, વાંસનાં બીજા વનમાં આવી લાગી. છોકરી ટાઢથી અથવા ડરથી ધ્રૂજતી હતી અને તેના દાંતો કટ કટ કટ કટ અવાજ કરતા હતા.

" કેમ ડરે છે ? ટાઢ વાય છે ?"

" ઉં. "

" તો પાસે ભરની આવ. પાસે આવ."

ગોપાલે કહ્યું. છોકરી પાસે આવી અને ગોપાલના શરીરને અડકી બેસી ગઈ.

" ગૂંગી છે ? બોલી શકતી નથી ?"

એનો જવાબ—એનો ભાવ એટલો દયાથી યાચનાથી ભરપૂર હતો—એમાં એટલી લાચારી ભરી હતી કે ગોપાલને પણ થયું ખરેખર બિચારી બોલી શકતી નથી. કેવી વિટંબના ?

"લે કંઈ વાંધો નહિ" અને ગોપાલ બોલ્યો. "ડરતી નહિ."

બાળાની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. આટલી સહાનુભૂતિ, આવો સ્નેહ કદાચ કોઈએ તેને બતાવ્યો નહિ હોય તેથી જ તો તેની આંખમાંથી પાણી ઝરતાં હતાં. એક ગરમ ટીપું ગોપાલના હાથ ઉપર પડતાં તે ચમક્યો.

"લે. હવે રડે છે શાની ?"

થોડીવારમાં તેઓ વાંસનું વન વટાવી આગળ વધી ગયા હતા. તમરાનો તમ તમ અવાજ બન્ને કિનારા ઉપરથી સંભળાતો હતો. કોઈ કોઈ વાર મોટા વૃક્ષોની ઘેરી છાયા નીચેથી હોડી પસાર થતી હતી; તો કોઈ વાર ઘીચ ઝાડીઓનાં ઘેરી છાયા નીચેથી. ગોપાલે પોતાની બંસરી વગાડવાનું શરૂ કર્યું બાળા ગોપાલને અડકી સાંભળતી રહી. કંઈ બોલી નહિ, કંઈ ચાલી નહિ.

"લે આ આવ્યો બગીચો. થઈ જા તૈયાર ખાવા. તું તારે અહીં જ બેસી રહે. હું હમણાં ફળો લઈ આવું છું. સમજી ?"

બાળાએ ડોકું હલાવી અનુમોદન આપ્યું. ગોપાલ કૂદ્યો. સામે જ મોટાં વૃક્ષો દેખાતાં હતાં. એક ટેકરી ઉપર આ બગીચો આવેલો હતો. મોટાં મોટાં જાંબુનાં, આમલીનાં, આંબાનાં ઝાડો આવેલાં હતાં. આ બાજુ કેળાંનું વન હતું. પેલી બાજુ જામફળીનું વન. અને દક્ષિણ તરફ પપૈયાંનું. બગીચાના મધ્યમાં મહાદેવનું દહેરું હતું.

થોડી જ વારમાં કેળાં, પપૈયાં, વગેરે લઇ ગોપાલ હોડીમાં આવી લાગ્યો. "લે ખા."

બાળકની જેમ ગૂંગી હર્ષથી નાચી ઊઠી અને ખાવા લાગી. પેટ પૂરતું ખાઈ પાણી પી ગોપાલનો હાથ પકડી તેની સામું જોવા લાગી.

"ભરાણો ફંદો ?"

"ઉં..."

"ત્રણ વાગશે. ચાલ બેસ હોડીમાં. ચાર સાડા ચાર પહેલાં તો હોડીને પેલા વડલા નીચે બાંધી ઘેર ભાગી જવું પડશે. સવારમાં ઊઠી બીજા કામધંધા કરવાના છે. ચાલ."

હોડી ચાલવા મંડી. ગોપાલ વિચારે ચડ્યો. ઘણી વાર આમ રાતના તે હોડીમાં ફરવા નીકળ્યો છે પણ આવો અનુભવ તો તેને કોઇ દિવસ થયો નથી. કોણ હશે આ છોકરી ? ક્યાંથી આવી હશે ?

છબ છબ છબ હોડીનો અવાજ, સમ, સમ, સમ કરતી રાત્રિ, તમ, તમ, તમ કરતાં તમરાં...અને હોડીમાં ધબકતાં બે હૃદયો...એક નિર્દોષ અને કૃતજ્ઞતાથી દબાયેલ–બીજું આઝાદ અને નિષ્ફિકર. ગાયન લલકારતું. વૃક્ષો જાય છે. ઝાડીઓ જાય છે, વાંસનું વન જાય છે, સ્મશાન જાય છે, વાંસનું પહેલું વન જાય છે. વડલો દેખાય છે.

સાડાચારનો સુમાર હશે–સખત ઠંડો પવન વાય છે. બસ વડલા પાસે જઈ હોડી છોડી દઈ...

" કુણ છે એ કમજાત ?" હોડી સાથે પોતાની વિશાળ કાયા અથડાતાં પંડિત ગજાનન બરાડી ઊઠયા, " અને પછી, શંભો, શંભો, કૈલાસ પતિ...''નો જાપ જપવા મંડી પડયા.

" કુણ છે કમજાત...બોલ "

" એ તો, એ તો હું "

" ગોપાલ કે ? "

" હા "

" હરામખોર ! કમજાત !! રાતના હોડીમાં બેસી ક્યાં મરવા ગયો તો ? "

અને પછી હોડી પાસે આવી, હોડીમાં બેઠેલી અન્ય આકૃતિ જોઈ બોલી ઉઠયા—

" અને આ કોણ ?"

" કોઈ નહિ " ગોપાલથી બોલાઇ ગયું.

" કોઈ નહિ. બોલ છે કોણ ? " બીજી વ્યક્તિનો હાથ પકડી...ઓહ ! ગૂંગી...શંકર ! શંકર ! ! આવી અધમતા. નફ્ફટ. ગામમાં શું મોં બતાડીશ હું. મર ત્યાંથી. " કર મોઢું કાળું " અને તેમ કહી તેમણે પોતાના વિશાળ ડોળા ગોપાલ સામે ફાડ્યા.

ગોપાલ હોડીથી નીચે ઉતરી ચાલતો થયો.

" હોડીમાં માત્ર રહી ગૂંગી અને જળમાં ઊભા હતા પંડિત ગજાનન.

પંડિત ગજાનનને આમ જળમાં ઉભવું પાલવે તેમ ન હતું; અને તેથી તેઓ હોડીમાં જ આવી ચઢ્યા. પછી ગુંગીનો હાથ પકડી બોલ્યા.

" કમજાત ! પેલા સાથે રાતમાં કામ કરવા ગઇતી... આખા ગામમાં વાત..."

ગૂંગીની આંખોમાં પાણી હતાં. તેના બન્ને હાથ જોડી તે દયા–યાચના કરતી હતી.

" દયા ! દયા !! મફતમાં દયા જોઈએ છે ? દયા. આમ આવ...આમ મર...'' અને પછી પંડિત ગજાનને ગૂંગીને ખેંચી પોતાની છાતી સરસી ચાંપી લીધી......અને !

## ૨

આંગણામાં એક પાટ ઉપર શાલ ઓઢી તકિયાને અઢેલી, હાથમાં હુક્કાની નળી લઈ શ્રી રાધેમોહન ગુપ્તા બેઠા હતા. તેમના ગંજીફ્રાકમાંથી તેમની મોટી ફાંદના દર્શન થતાં હતાં.

ગોપાલને જોઈ બોલ્યા.

"ગોપાલ!"

"જી"

"ભાઈ, જરા હુક્કો ભરી આવને? તારા જેવો હુક્કો કોઈને ભરતાં નથી આવડતો.

"જી."

" ગોપાલ હુક્કો ભરવા લાગ્યો. આ બાજુ તકિયા ઉપર રાધેમોહન વિચાર કરવા લાગ્યા આજે ખાવાનું શું શું મળશે.

ગોપાલ હુક્કો ભરીને મૂકી ગયો ત્યારે હુક્કાની નળી મોઢામાં નાખી બે ચાર વાર દમ ખેંચી તેઓ બોલ્યા.

" ગોપાલ ! "

" જી. "

" રાતે ક્યાં ભાગી ગયો હતો ? મને તો એવી ઊંઘ આવી ગઈ કે કંઈ ખબરે ન પડી. સવારમાં કે છે કે પાંચ વાગે તું ઘર બહાર ઓટલા ઉપર સૂતો હતો."

" ગોપાલે કંઈ જવાબ ન આપ્યો.

" તું પણ ભલો માણસ છે. અલ્યા રાતમાં ઊંઘવાને બદલે તું રખડે છે શા માટે. રાત તો ભગવાને ઊંઘવાને માટે બનાવી છે. રખડવાને માટે નહિ."

" આનો જવાબ પણ તેણે કંઈ આપ્યો નહિ.

ફરીથી હુક્કાને ગડગડાવી, તેઓ બોલવા લાગ્યા.

" એને ગોપાલ ! "

" જી. "

ઊંઘવાની કેવી મઝા આવે તેની તને શી ખબર ? અલ્યા ગરમીના દિવસો હોય, ખૂબ ખાધું હોય, ઠંડુ હિમ જેવું પાણી પીધું હોય અને પછી કોઈ ઝાડ નીચે, શીતળ છાયામાં ઊંઘ્યા હોઈએ ત્યારે જ ઊંઘની મઝા આવે. શું સમજ્યો ? અને તું !

જ્યારે જ્યારે વખત મળે ત્યારે ભાગી જાય છે. અલ્યા પૂછું " તને રાતને વખતે રખડવામાં મઝા આવે છે?"

ગોપાલ આજ વખતે, સ્નાનથી પરવારી પૂજાની તૈયારી કરતો હતો અને ૐ, ૐ. ના જપ જપતો પોતાની શિખા બાંધી ગાયત્રી મંત્ર જપવાની તૈયારીમાં હતો. પણ આ બાજુ પાટ ઉપર બેઠેલા બાબુ રાધેમોહનની વાગ્ધારા આગળ વધતી હતી.

'મેં સાંભળ્યું છે કે તને બીક નથી. આખા ગામમાં તારી વાતો સાંભળું છું. આજે સુખપાલની વાડીમાંથી ચોરી થાય છે તો કાલે દાક્તર બાબુની બગીચીમાંથી. આજે શેઠજીના બગીચામાંથી તો કાલે આંબા વાડિયામાંથી અલ્યા તને બીક નથી લાગતી ? એને..."

ત્યાં તો પચાસ વર્ષની એક વૃદ્ધ સ્ત્રીનો અવાજ કાને અથડાયો.

"રાધે ! હજુ સુધી ઊંઘવાનું પૂરું થયું નથી ? ક્યારે નાહીશ, ક્યારે નાસ્તો કરીશ. ક્યારે બજારમાં..."

"ઓહ ! અરે ગોપાલ ક્યારનો કહું છું કે પાણી કાઢી આપ, પણ ભાઈશાબને પૂજામાંથી..." "રાધે ! ખોટું નામ ગોપાલનું લઈશ નહિ. નહાવા કરતાં ઊંઘવું તને વધારે ગમે છે એ હું ક્યાં નથી જાણતી. ચાલ મોડું નહિ કર. નવ વાગવા આવ્યા. હમણાં તો નાસ્તો કરીશ પછી જમીશું ?"

"આ નાહી નાખ્યું. ફિકર ન કર મા. ખાવામાં વાંધો

નહિ આવે," તેમ કહી રાધેમોહન પાટ ઉપરથી ઊઠ્યા અને નહાવાના કાર્યમાં પ્રવૃત્ત થયા.

બાબુ રાધેમોહનની આ ગલીમાં સામસામાં બે ઘર છે. એક ઘર પુરુષો માટે વપરાય છે, બેસવા કરવા માટે અને બીજું ઘર સ્ત્રીઓ માટે. બન્ને ઘરોનાં બારણાં સામસામાં આવેલાં છે અને એક ઘરમાંથી બીજા ઘરમાં જવા માટે ગલી વટાવવી પડે છે.

સ્નાન પતાવી જ્યારે બાબુ રાધેમોહન પાટ ઉપર બિરાજ્યા ત્યારે ગોપાલ તેમના માટે ચહા પાણી લઈ આવ્યો હતો.

"વાહ ગોપાલ વાહ! શું બનાવ્યું છે?"

"ગુલાબ જાંબુ છે, અને મઠડી."

"ગુલાબ જાંબુ? વાહ ભાઈ વાહ! અને મઠડી? જીવતો રહે, જીવતો રહે. વાહ! વાહ" મોઢામાં પાણી આવવા લાગ્યાં અને બાબુ રાધેમોહન સૂર્ય બાજુ મુખ કરી, બે ચાર વાર હાથ જોડી પાટ ઉપર બેસી પડ્યા.

"સંધ્યા કરી રાધે?" સામેના ઘરમાંથી દ્વારમાં પ્રવેશતાં જ માતાએ પૂછ્યું. નાકમાં મોટી વાળી, સફેદ વાળ, સ્નેહભીનો ચહેરો...રાધેમોહનની માતા ગામ આખામાં પૂજાતી.

"સંધ્યા? ઓહ યસ. સંધ્યા કરી જ તો કેમ ગોપાલ. હમણાંજ સૂર્ય નમસ્કાર કર્યા ને?"

"બાઇ લે તો."

"હો, હો. એજ વિચાર કરતો હતો. પતાવી નાખું."

અને આમ કહી તેઓ પાટ ઉપર બેસી ગુલાબજાંબુ ને ઉદર સાત્ કરવા મંડ્યા.

આજ વખતે બારણામાં પંડિત ગજાનનની વિશાળ કાયા દેખાણી.

"શંભો! શંભો!"

"કોણ? ગજાનન પંડિત"

"રામ રામ માતાજી." માતાને પ્રણામ કરી, ઉદર ઉપર હાથ ફેરવી પંડિત બોલ્યા, "કેમ રાધેમોહન બાબુ–કુશલમ્–વર્તતે ને?"

"કુશળ. પધારો. બિરાજો પાટ ઉપર."

"નહિ નહિ અહીં જ."

"નહિ નહિ બેસો ને. અરે ગોપાલ?"

"જી."

"શું જુએ છે, પંડિતજી માટે મીઠાઈ."

"મીઠાઈ મીઠાઈ નું કંઇ કામ નથી. એ તો..."

"અરે એમ ચાલે પંડિતજી."

"ભલે ત્યારે."

જ્યારે ગોપાલ એક રકાબીમાં ગુલાબજાંબુ મૂકી ગયો ત્યારે પંડિત ગજાનને તેના તરફ એક તીક્ષ્ણ વેધક દૃષ્ટિ નાખી અને પછી પૂછ્યું.

"કેમ ગોપાલ ભણવા બણવાનું તો ઠીક ચાલે છે ને" ડોકું ધુણાવી ને જ ગોપાલે જવાબ આપ્યો.

"તું છે બામણનો છોકરો અને દરિયાવ દિલ છે બાબુ રાધેમોહનનું કે તને ઘરમાં છોકરાની જેમ રાખ્યો છે નહિ તો આજ ભીખ માગતો ગામને સીમમાં ભટકતો હોત."

આનો જવાબ પણ ગોપાલે ન આપ્યો. "રાધે બાબુ! સાચું કહું છું તે દિ' ગોપાલની મા કરગરી ને કહેવા લાગી "બાબુ! તમે જ એક મારા ગોપાલના રક્ષક છો. મારે કોણ છે. સાત માઈલ ચાલી રોજ ને રોજ ભણવા કેમ જાય? તમે કંઈ બંદોબસ્ત કરો." મેં કહ્યું, "ગોપાલાની મા! એને જ્યાં સુધી પંડિત ગજાનન જીવતો મૂઓ છે ત્યાં સુધી તમ તમારે નચંત રહો. ગોપાલને? ઓ! એમાં શું? અમારા જજમાન રાધે બાબુનું નામ નથી સાંભળ્યું? કહેવાની વાર છે, તું તારે જોજેની...ગોપાલનું રહેવાનું ત્યાં જ ઠીક થઈ જશે." અને... આપની પ્રશંસા...શંભો શંભો! આવા દરિયાવ દિલ બધા-યના...હવે તો બેઠી બેઠી સ્વર્ગમાં તમને આશીર્વાદ આપતી હશે. અરે ગોપાલ...પાણી..."

"થોભો થોભો–બે ગુલાબજાંબુ."

"નહિ નહિ."

"અરે..." અને ના પાડતાં પાડતાં પણ બીજાં અરધો ડઝન ગુલાબજાંબુ પંડિતજીના પેટમાં ચાલ્યાં ગયાં, અને ખાતાં ખાતાં તેઓ કહેવા લાગ્યા, "હં...હં...હં...માતાજી! તમારો પ્રેમ તો...જાણે હું તો બાળક. હે...હે...હે...ખાવાની બાબ-

તમાં તો જાણે હવે ખવાતું નથી...પણ હા યાદ આવે છે દસ વરસ પહેલાની વાત. મથુરાથી એક ચોબેજી આવેલા. દાક્તર બાબુને ઘેર. જમવાનું મને પણ નિમંત્રણ. બન્ને બેઠા ખાવા. ખાતાં ખાતાં દાક્તર બાબુ કહે "જોઇએ કોણ વધારે ખાય છે? અને રાધે બાબુ–પછી તો શું ખાધું છે શું ખાધું છે...અને છેવટે જીત થઈ મારી...હં, હં, હં." અને તેમ કહી બોલ્યા, "ગોપાલ! લાવ લાવ પાણી નહિ તો માતાજી મારું પેટ જ ફાડી નાખશે," અને પછી પાણી પી, સાફામાંથી બીડી કાઢી, હુક્કાની ચલમના અંગારાથી સળગાવી, બીડી ફુંકવા લાગ્યા.

"પંડિતજી!" માતાએ પૂછ્યું.

"જી"

"રૂદ્રી ક્યારથી શરૂ કરશું?"

"આપ કહો ત્યારથી."

"ભલે કહેવરાવીશ."

"હો હો...અરે ગોપાલ! સોપારીનો કટકો લાવજે તો."

અને ત્યાર પછી માતાજી ગલી વટાવી સામેના ઘરમાં જતાં રહ્યાં, અને જતાં જતાં કહેતાં ગયાં, "રાધે હવે મોડું કરતો નહિ કામ કાજ પતાવી, જમી ઑફિસે જવાનું છે. ગોપાલ તું પણ તારું ભણવા ગણવાનું પતાવી નાખ."

"હો, હો, ભલે ભલે. જુઓ તમ તમારે" રાધેબાબુ બોલ્યા અને પછી હુક્કાની નળી મુખમાં લઈ પૂછવા મંડ્યા. "હાં તે પંડિતજી! આટલા દિવસ દેખાણા કેમ નહિ!"

“ હં...હં...ઠાકુર સાબને ગામ ગયો હતો. ”

“ કેમ ? ”

“ યજ્ઞ યાગ કરવા. શું આગતા સ્વાગતા કરી છે મારી અહાહાહા...હું ગયો કે ઠાકુર સાબ બોલ્યા. શાબાશ—મારા જ શાબાશ. પધારો પધારો. બામણુ વિના યજ્ઞયાગ કેવા—અને દસ રૂપિયા દક્ષિણા અને બે જોડા ધોતલીના અને અનાજ...”

“ પણ પંડિજી ! પેલી વાતનું શું ? ”

“ ઓહ ? પેલી...એ તો રજવાડાં છે, એમ જ ચાલે. તો હવે રજા લઉં મારે...”

“ હવે બેસો બેસોને ? ”

“ ના ના. મારે હજી તો...”

“ ભલે ત્યારે આવજો. ”

“ હો. હો. આવીશજ ને. આ તો મારા જજમાનનું ઘર. અહીં નહિ આવું તો પછી ક્યાં જઇશ ? નરકમાં હં. હં. ” અને પછી પોતાની દુંદ ઉપર લંગોટી બરોબર ગોઠવી, હાથમાં લાઠી લઈ, શરીર ઉપર ખાદીનો જાડો ચાદરો ઓઢી ગોપાલ ભણી જોઈ બોલવા લાગ્યા.

“ ગોપાલ ! ”

ગોપાલ કંઈ કામમાં હતો.

“ સાંભળેછ કે ? ”

ગોપલે જોયું.

"જો સારા ઘરનો છોકરો તું...નામ ઉપર બટ્ટો ન લગાડતો મારા બાપ. નહિ તો અમારે આ ગામમાં મોઢું બતાવવું પણ મુશ્કેલ થઈ પડશે...હાસ્તો કેમ બોલ્યા નહિ રાધે બાબુ ! મારી તો વાત ઠીક...પણ ગામ આખામાં ગોપાલના પરાક્રમો ગવાય છે. મારાથી શે સેવાય ? કેમ ખરું કે ની રાધે બાબુ. આપણે પારકાની શી પંચાત ! લોકો તો છે કમજાત શુંનું શું બોલે પણ આપણે પારકાલોકોની વાડીમાં કે...શા માટે જઈએ ? કેમ બોલ્યાનીં રાધેબાબુ. આ શેઠ કૂંદીમલજી ને દાનમલજી કહેતા હતા કે આ તમારો ગોપાલ અમારા છોકરાને મારે છે ને ધમકાવે છે. તે બાપુ, ગામમાં રહેવું છે, સીમમાં નહિ શું સમજ્યો. હા...લે...કેમ રાધે બાબુ અને આ મોટું ભાષણ સંભળાવી, રાધે બાબુ પાસેથી "હા" કહેવરાવી. પંડિતજી જ્યારે ગલીમાં થઈને રાધિકાના મંદિર ભણી ચાલતા થયા ત્યારે ગોપાલે 'હાશ' કરી શ્વાસ હેઠો મૂકયો. ક્ષણે ક્ષણે તેને બીક લાગતી હતી કે રાતની વાત કદાચ હમણાં જ તે કહી નાખશે. રાધે બાબુ જાણે શું ને શું વિચારશે અને...પણ હાશ...તે ગયા.

આ બાજુ રાધેબાબુ પાટ ઉપર બેઠા અને ગોપાલને કહ્યું.

"ગોપાલ!"

"જી"

"મારું પેલું રજિસ્ટર તો લાવ..."

અને જ્યારે પીળા ખાદીના કટકામાં બંધાયેલું રજિસ્ટર આવ્યું ત્યારે, બાબુરાયે મોહને, આંખે ચશ્મા ચઢાવ્યાં અને

રજિસ્ટરમાં કંઈ લખવા લાગ્યા. આ બાજુ ગોપાલ એક ચોપડી ખોલી કંઈ વાંચવા લાગ્યો.

થોડીવાર સુધી રજિસ્ટરમાં કંઈ લખ્યા પછી, ગંભીર બની, માથું ખજવાળી તેઓ બોલ્યો.

"ગોપાલ!"

"જી"

"તને ખબર છે કેવું કઠણ આ કામ છે?"

"જી"

"શું કહું? અરે ચક્કર આવી જાય ચક્કર. આ ખાતામાં નામ પૂરવાનું. આમાં ઉમર, આમાં ધંધો...આમાં..." અને પછી ચશ્માને નાકને ટેરવે લાવી કહ્યું. "રાધે, રાધે! આવું કામ કોઇને કરવું ન પડે." ગોપાલ હસતો હસતો આ સાંભળી રહ્યો. આ પહેલીજવાર તે સાંભળતો નહતો. રોજનો જ આ કાર્યક્રમ હતો. બાબુરાધે મોહન બહુજ થોડું ભણ્યા હતા. તેમના બાપ એક અત્યંત બુદ્ધિશાળી વકીલ હતા. ખૂબ પૈસો કમાયા હતા. પણ તેમના એક માત્ર પુત્ર રાધેનું લક્ષ્ય ભણવા તરફ નહતું. ઘણા પ્રયાસો કરવા છતાં જ્યારે સરસ્વતી દેવી પુત્ર ઉપર પ્રસન્ન નજ થયાં ત્યારે આ ગામની કોર્ટમાં થોડું ઘણું કામ શીખવા માટે રાધે બાબુને કહેવામાં આવ્યું. થોડું ઘણું શીખ્યા ત્યાં તો પિતાનું અવસાન થયું; અને ત્યારથી આખા ઘરનો ભાર આ ભોળા પણ અનુભવ વગરના રાધેબાબુ ઉપર આવી પડયો. પંદર રૂપિયાની નોકરી કરી

આજ સાત આઠ વર્ષથી આ ગૃહસંસાર ચલાવતા હતા. પત્નીને પતિના અનઆવડતના સમાચારો સાંભળી કોઈ કોઈ વાર દુઃખ અવશ્ય થતું પણ પછી તે મન વાળી કહેતાં–હશે. સારુંને. એ તો શંભુ જેવા ભોળા છે; શંભુ જેવા." અને આ શબ્દોમાં જ તેમની બધીય વ્યથા, બધું દુઃખ સમાઇ જતું અને તેમનું હૃદય હલકું થઇ જતું. પિતાએ પોતાના પુરુષાર્થથી સંચિત કરેલું ધન ધીરે ધીરે પૂરું થવા લાગ્યું; પણ આ લોકોનું મોટું મન કેમે કરી નાનું થવા કબૂલ કરતું નહિ. પિતાના મૃત્યુ પછી પણ ગૃહના બધા વ્યવહારો તેવાજ રહ્યા, અતિથિ આદરસત્કાર, બ્રાહ્મણ–ગો સેવા, વિદ્યાર્થી તરફ સહાનુભૂતિ તથા દાન; એ બધું તેવું જ રહ્યું અને તેથી જ પાંચ વર્ષ પહેલાં ફાટેલું ખમીસ અને ઘૂંટણ સુધીનું ફાટેલું મેલું દાટ પંચિયું પહેરીને જ્યારે ગોપાલ આ ઘેર આવ્યો કે તુરતજ તેને આ ગૃહમાં સ્થાન મળી ગયું. પંડિત ગજાનને કહ્યું ન હોત તો પણ ગોપાલનો નિર્દોષ, ગંભીર અને દુઃખી ચહેરો જોઇને, માતાજીએ તેને ઘરમાં સ્થાન આપ્યું હોત. ઘરની જૂની મિશ્રાણીને પણ માતાજી રજા આપી શક્યાં નહિ. ઘણાએ કહ્યું : ઘરમાં વહુ આવી છે, રાંધશે, હવે આ નકામો ખર્ચ શાનો ?" ત્યારે જવાબ મળતો.

"હશે. સૌ સૌના ભાગ્યનું ખાય છે. આટલા વર્ષથી ઘરમાં છે, કેમ તેને ઘરમાંથી બહાર જવાનું કહેવાય ?" અને આ પ્રમાણે ઘરની સંચિત સમૃદ્ધિ ધીરે ધીરે ખર્ચાવા લાગી. માતાને આનું ધ્યાન હતું. કોઈ કોઈ વાર દુઃખ પણ થતું, મોજશોખ ઓછા પણ કર્યા, પણ હૃદયની વિશાળતા અને ઉદારતા કેમે કરી ઓછી કરી શક્યાં નહિ.

ગોપાલ ઘરનોજ માણસ હોય તેમ વર્તતો. ભાભી સાથે તેને અજબ મિત્રતા હતી. તે આમ ગંભીર પ્રકૃતિનો હતો. કોઇ સાથે બોલતો ચાલતો નહિ. પણ ભાભી પાસે તો તેના હૃદયનાં દ્વાર જાણે કેમ ઉઘડી જતાં અને રાતને વખતે અગાસી ઉપર જ્યારે ખાટલા બિછાવેલા હોય અને ભાભી સૂતાં હોય ત્યારે બન્ને વચ્ચે કેટકેટલી વાતો થતી?

ગોપાલ આજ પાંચ વર્ષથી આ ગામની શાળામાં ભણે તે પણ તેને ભણવા કરતાં રખડવામાં વધારે મઝા આવે છે. આમ દર વરસે તે પાસ થાય છે પણ વાંચવા કરતાં બુદ્ધિથી જ પાસ થાય છે એમ ભાભી માનતાં. રાતને વખતે સૂતાં પહેલાં ગોપાલ ભાભીને પોતાના દિવસ આખાના પરાક્રમ કહી બતાવતો, તોતારામ માષ્ટરની ચોટલી કેમ કાપી, અથવા શેઠ ફૂંદીમલ અને દાનમલના છોકરાની પેન કેમ ઝૂંટવી, અથવા સુખપાલની વાડીમાંથી કેમ, ક્યારે અને કેટલાં જામફળ તોડયાં; રાતને વખતે સખ્ખૂ માળીના ખેતરમાંથી કેમ અને કેટલાં ગાજર ખોદી લાવી નદી કિનારે ઉડાવ્યાં; આંબા ઉપર ચઢી, કાચી કેરીઓ તોડી ગજવામાં ભરી, માળી આવતાં, નદીમાં કેવો ફૂદકો મારી, ડૂબકી લગાવી, દૂર નીકળી જઇ નાસી આવ્યો. શેઠજીના બગીચામાંથી પાકેલી કેળાંની લૂંમ કેવી રીતે તોડી લાવ્યો—વગેરે વગેરે પોતાનાં અનેક પરાક્રમો તે ભાભીને કહેતો. ભાભી આ બધાં પરાક્રમો સાંભળતી; પણ એક શર્તે કે ભાભી આ પરાક્રમોની વાત કોઇને પણ કહે નહિ. અને આજ દિન સુધી ભાભીએ ગોપાલના પરાક્રમો પોતાના હૃદયના એક ખૂણા ભાગમાં સંઘરી રાખ્યા હતા.

"ગોપાલ!" ભાભીનો અવાજ હતો. શ્યામ વર્ણ, નાક-કાનમાં મોટી ગોળ વાળીઓ, પગમાં વાળી, સુંદર ચહેરો.

"ભાઇ કામવાળી આવી નથી. બોલાવી લાવીશ."

"હો. ચાલ્યો."

"જા ભાઇ. જલદી આવજે જમવાનું તૈયાર થઇ ગયું છે."

ગોપાલ ઠામ ઘસવાવાળીને ઘેર ગયો; પણ ઘરને તાળું હતું.

આવ્યો ત્યારે રસોડા બહાર એક આસન ઉપર રાધેબાબુ બેઠા બેઠા ભોજન કરતા હતા.

"કેમ?" માતાજીએ પ્રશ્ન કર્યો.

"તાળું છે."

"ક્યાં ગઇ?"

"એ છે જ હરામજાદી" રસોડામાંથી મિશ્રાણીજી બોલ્યાં.

"હા ભાઇ. કંટાળી હું તો એનાથી. મહિનામાં દસ દિવસ તો આવવાની જ નહિ. રાધે! તું તારે કોઇ સારી બાઇ ગોતી દે આમ નહિ ચાલે."

"ભલે! ગોપાલ! ગોતી આવજે ભાઇ."

"લે. તને કહ્યું એટલે તેં નાખ્યું ગોપાલ ઉપર. તારે તો જાણે કંઇ કરવું જ નહિ."

"કરવું જ નહિ કેમ? આજ જમીને દફતરે કોણ જશે? દફતરે જઇ દફતરનું કામ કોણ કરશે? પીળા રજિસ્ટરમાં, કેમ ગોપાલ–કેટલું અઘરું..."

"ઠીક ભાઇ ઠીક. તું તારે જમી લેને. અને પછી જા દફતરે. ગજબનું કામ છે તારે" માતા એ કહ્યું.

અને સાંભળી પોતાના ધુવડ જેવા ડોળા આમ તેમ ફેરવી, ગોપાલ સામું જોઇ, સ્હેજ હસી, દાળમાં ઘી નાખવા કહ્યું. ઘી નાંખતાં જ બોલ્યા. "વાહ વાહ. શાબાશ મિશ્રાણીજી શાબાશ. દાળ એવી તો બની છે કે બસ."

જમીને જ્યારે રાધેબાણુ કોટ પહેરી, માથા ઉપર સાફો બાંધી, હાથમાં નેતરની સોટી લઈ, મુખમાં પાન નાખી, હુક્કાના બે ચાર દમ લઈ દફતર માટે રવાના થયા ત્યારે ભાભીએ ગોપાલને કહ્યું:

"બેસ ભાઈ. મોડું થશે તને."

ગોપાલ જમવા બેસી ગયો. માતા બીજા કામ માટે ચાલતાં થયાં. મિશ્રાણીએ થાળી પરસી. ભાભીએ ગોપાલ પાસે તે આણી અને કહ્યું:

"ખાઓ ભાઇ"

ગોપાલ ખાવા લાગ્યો.

"રાત આખી કાલે કયાં હતા, કહો જોઉં?

"ચારે બાજુ જોઇ, ગોપાલે મંદ સ્વરે કહ્યું: અહીં જ હતો ને?"

"મને છેતરશો!

"ભાભી રાત્રે કહીશ."

"ભલે."

આજ સમયે દરવાજામાં કોઇ ગણગણતું હતું.

"કોણ છે?" ભાભીએ પૂછ્યું.

ગોપાલ પાણી પી, ખાદીના ચોરસ કટકામાં બાંધેલી પોતાની ચોપડીઓ લઈ જ્યારે ઘર બહાર નીકળવા લાગ્યો ત્યારે તેણે જોયું–ગૂંગી! મૂંગી ઊભી છે અને પેટ બતાડી પ્રાર્થના કરે છે, ભૂખ લાગી છે, કંઈ આપોને બાઈ!

એક ક્ષણ તેને રાતની બધી વાતો યાદ આવી ગઇ. કાળી અંધારી રાત્રિ, નૌકા, રૂદન, આજ છોકરીને લઇને શેઠજી...... ઘોળોવાન. ગાલ ઉપર કાળો તલ. ભૂરી ભૂરી આંખો. વિખરાયેલા વાળ, ફાટેલાં વસ્ત્રો. ખરેખર તે સુંદર લાગતી હતી. તેની ભૂરી ભૂરી આંખોના ઉંડાણમાં કેવી વ્યથા ભરી હતી! ...પણ વિચાર કરવાનો તેને વખત ન હતો. તે ગલીમાં થઇ શાળા તરફ ચાલતો થયો.

ગૂંગી પણ એક ક્ષણ સ્તબ્ધની જેમ ઊભી રહી. પણ તુરતજ એક સહજ હાસ્ય તેના ઓષ્ઠ ઉપર ફરકયું; પણ તેના તરફ જોયા વગર જ ગોપાલ ચાલતો થયો.

ભાભીએ પૂછ્યું.

"શું છે?"

"ભૂખ લાગી છે" ગૂંગીએ પોતાની ભાષામાં સમજાવ્યું.

"કંઇ ખાધું નથી?"

"ના"

"આજ ગામની છે?"

"ના"

"બીજા ગામથી આવી છે?"

"હા"

ભાભી અંદર ગયાં, માતાજી પાસે જઈ બોલ્યાં.

"કોઈ ગરીબ ગૂંગી છોકરી ભિક્ષા માગે છે.

"આપ કંઈ"

"ખાવાનું આપું"

"આપને. પૂછે છે શું દીકરા. એમાં પૂછવાનું શું હોય. ઘરમાં છે ત્યાં સુધી તો આપીએ. પછીની વાત..." ભાભી રસોડામાં ગયાં. ત્રણ જાડા રોટલા ઉપર થોડું શાક મૂક્યું; અને ગૂંગીને આપી કહ્યું:

"ખાઈ લે."

ગૂંગી ત્યાં જ બેસી ગઇ અને ખાવા લાગી.

ભાભી ઊભાં ઊભાં આ દૃશ્ય જોતાં રહ્યાં.

"કેટલી ભૂખ લાગી છે બિચારીને? સૂકાયેલા હાથો વડે રોટલો તોડે છે, શાકમાં આમતેમ અડાડી મોઢામાં મૂકે છે. હજી પૂરું ચાવ્યું પણ નથી ને ગ્રાસને પેટ નીચે ઉતારે છે, પાછો રોટલાનો કટકો મુખમાં મૂકાય છે. આ ખાવામાં પણ જાણે તેને બીક લાગે છે રખેને કોઈ હાથમાં આવેલો આ રોટલો ઝૂંટવીને ભાગી તો નહિ જાય?

જ્યારે ત્રણે રોટલા પૂરા થયા ત્યારે તેણે ઊંચે જોયું. ભાભી અને તેનાં નેત્રો ચાર થયાં. બાળાની ભૂરી નિર્દોષ આંખો જોઇ ભાભીનું દિલ ભરાઇ આવ્યું, પૂછયું, "હજી લઇશ."

"હા"

બીજા બે રોટલા ખાઇ, ખોબા વડે પાણી પીધું ત્યારે તેનો ચહેરો પ્રફુલ્લિત હતો. પોતાનું માથું જમીન ઉપર ટેકવી તેણે ભાભીને પ્રણામ કરી પોતાની કૃતજ્ઞતા દર્શાવી.

"કામ કરીશ ?" ભાભીએ પૂછયું.

"આં...આં ?" અર્થાત શું કામ કરવાનું ?

"ઠામ ઘસવાનાં"

"આં. આં!" અર્થાત્ હું કરીશ.

"અહીં જ રહીશ ?"

"હા. રહીશ."

ભાભી સાસુ પાસે આવ્યાં. સાસુ ભગવાન માટે કંઇ વસ્ત્ર સીવતાં હતાં.

"આ...જોને...માતાજી ઠામવાળી તો..."

"હા."

"તો આ છોકરીને રાખીએ તો"

"ભલે વહુમા. તમને યોગ્ય લાગે એમ કરો ને...પૂછો છો શું વળી."

અને જ્યારે ગૂંગીને કહેવામાં આવ્યું કે આજ ઘરમાં રહી શકાશે; અને ઘરના ઠામ ઉટકવાને બદલે તેને બન્ને વખત પેટ પૂરતું ખાવાનું મળશે અને પહેરવાનાં કપડાં મળશે ત્યારે તેનું હૃદય આનંદથી ભરપૂર થઈ ગયું અને તેની આંખોમાંથી હર્ષનાં બે અશ્રુ સરવા લાગ્યાં.

# ૩

શેઠ ફૂંદીમલ ગામના પ્રખ્યાત મહાજન. દૂર દૂર દેશોમાં તેમનો વ્યાપાર ચાલતો. ગામ આખામાં તેમનું નામ. કોઈ એક અક્ષર તેમની સામે બોલી શકે નહિ. ઊંઘવાનો ગજબનો શોખ. રાતના કહો તો બે વાગ્યા સુધી જાગે પણ સવારમાં તો નવ વાગ્યા પહેલાં ઊઠવું તે પાપ સમજતા. શેઠાણી વચ્ચે આ સંબંધે અનેક તકરારો થતી પણ છેવટે તેમને કુંભકર્ણ જેવા પતિ પાસે હાર માનવી પડી. હવે તો નવ વાગે ઊઠે કે દસ વાગે પત્ની કંઈ બોલતાં નહિ.

સવારમાં ઊઠતાં વેંત જ તેમનો માનીતો નોકર ચંદુમલ ચૌધરી હુક્કો ભરી ને હાજર રહેતો. હુક્કાના બે ચાર દમ

ખેંચી, જે સામે ઊભુ હોય તેને બે ચાર ગાળો ચોપડી તેમની શુભદિનચર્યા શરૂ થતી.

દુર્વાસા ઋષિ જેવો તેમનો ક્રોધ. વાતવાતમાં ભ્રૂકુટિ તણાતી જણાય, પગમાંથી જોડા નીકળી પડે અને ગાળોની વર્ષા શરૂ થઇ જાય; અને તેથી જ લોકો તેમનાથી દૂર રહેવાનો પ્રયાસ કરે. આસપાસના ખેડૂતો તેમના નામથી જ ધ્રૂજતા. સાઠ વર્ષના, ધોળી દાઢીવાળા શેઠ કૂંદીમલથી ગામનાં બચ્ચાં પણ ડરતાં. ગૂંગીને આ ગામમાં આવ્યા પછી સૌથી પ્રથમ ઉપહાર શેઠ શ્રી કૂંદીમલના જોડાનો જ મળેલો.

ખોંખારો ખાઈ, હુક્કો ગડગડાવી તેમણે સામે હાથ જોડી ઊભેલા માણસને પૂછ્યું.

"કેમ બડેમિયાં ! શું ઊભા છો આમ ?"

"હજૂર..."

"શું હુજૂર. હુજૂર..."

"સરકાર બધું ઠીક છે."

"બધું ઠીક છે ? પેલો નાથુ ચમાર ક્યાં મર્યો છે. કેમ હાજર નથી."

"સરકાર નાથુ ચમાર તો..."

"અને પેલો ગોપીચંદો."

"હજૂર..."

સવાલોના જવાબ સાંભળ્યા વિના જ એક પછી એક પ્રશ્નોની પરંપરા સાંભળી બિચારા બડેમિયાં ગભરાઇ ગયા.

" અન્નદાતા, પણ..."

" ને...દસ મણ ઘઉં..."

" અન્નદાતા એક વાત."

" શું છે ? શું છે ? બકી મરની."

" હજૂર વડલા નીચે નાવ નથી."

" નાવ નથી ? ક્યાં ગઇ ?" શેઠજી આંખો તાણી પૂછી ઊઠયા.

" સરકાર રાતના તો વડલા નીચે બાંધી હતી. રાતના અગિયાર વાગ્યા સુધી તો ત્યાં જ હતી. ખેતરેથી રાતના અગિયાર વાગે ઘેર પાછો ફર્યો ત્યારે હજૂર, મારી નરી આંખે મેં જોઇ હતી."

" તો મિયાં ગઇ ક્યાં ?"

" હજૂર, અન્નદાતા."

" હજૂર, અન્નદાતા...બડે મિયાં તમે [ ઘુઘ્ધૂ ] ઉલ્લુ છો."

" જી હજૂર, જી હજૂર." માથું ધુણાવી બડેમિયાં બોલ્યા કારણ બીજું શું બોલવું તેમને સૂઝયું નહિ.

એટલામાં બગીચાનો રખેવાળ આવી લાગ્યો. જમીન ઉપર માથું ટેકવી, પોતાનો સાફો જમીન ઉપર જ રહેવા દઈ, વારંવાર આ ક્રિયાને કરી બોલ્યો.

" અન્નદાતા ! ગજબની વાત થઇ ગઇ મા-બાપ."

" છે શું ? સવારના પહોરમાં આ બેટાઓ..."

"અન્નદાતા ચોરી થઇ ગઈ."

"ચોરી થઈ ગઇ...શું ? ચોરી થઇ ?" શેઠજી સફેદ દાઢી ઉપરની મૂછો આમળતા બોલી ઊઠયા.

"હા અન્નદાતા. બગીચામાંથી કેળાં પપૈયાની ચોરી થઇ ગઇ."

"ઓહ ! કેળાં પપૈયાં હરામખોર કયાં મરી ગયો હતો... બેટીના બાપ !"

"અન્નદાતા ! પૂછોમાં વાત."

અને પછી એક ડઝન વખત પૃથ્વી ઉપર પોતાનું માથું ટેકવી. હાથોના ચાળા કરી ચોરીનું જે વર્ણન તેણે કર્યું તેનો સાર આમ હતો. રાતના. કાલે રાતના ત્રણ વાગે, મહાદેવના મંદિરમાં સૂતો હતો. એકાએક પગ સંચાર સાંભળતાં જાગી ગયો. સફેદ સફેદ કોઇ હતું. બીક લાગી ભૂત હશે. પણ હિંમત કરી પાછળ પડયો, લાઠીનો ઘા કર્યો, પણ પેલો તો એ જાય નાઠો, એ જાય નાઠો.

"પણ કમજાત ! એ હતું કોણ ?"

"કેમ કહેવાય અન્નદાતા ?"

"અલ્યા મૂર્ખા, તેં આંખે જોયું કે નહિ."

"હા અન્નદાતા, આ નરી આંખે જોયું ને લાઠી ફેંકીને"

"તો પછી ઓળખી ન શકયો."

"એ તો કેમ કહેવાય અન્નદાતા. આજથી તને નોકરીમાંથી પાણીચું મળે છે. મર ત્યાંથી."

" પણ અન્નદાતા ! મારાં બૈરા છોકરાંનું શું થાશે. " કરી તે રડવા લાગ્યો.

" બડેમ્યાં ! "

" હજૂર "

" કોના ઉપર શક છે તમને ? "

" હજૂર "

બડેમિયાં વિચાર કરી, દાઢી ઉપર હાથ ફેરવી બુદ્ધિ પ્રદર્શનનો ડોળ કરતા બોલ્યા, " અન્નદાતા ! "

" ભસી મરની "

" રાતના અગિયાર વાગ્યા સુધી હોડી હતી. "

" પણ હોડીને અને ચોરીને શો સંબંધ. "

" અન્નદાતા છે, સંબંધ છે. રાતના જે માણસે ચોરી કરી છે તેણે જ હોડીની પણ ચોરી કરી છે. હોડીમાં બેસીને જ આ ચોરી થઈ હોવી જોઈએ. કેમ બુદ્ધન ? " માળી તરફ ફરી બડેમિયાં બોલ્યા.

" ખરી વાત અન્નદાતા. "

" શું ખરી વાત ? " શેઠજીએ પૂછ્યું.

આ અણધાર્યા પ્રશ્નથી બુદ્ધન મૂંઝાયો, કારણ તે આ પ્રશ્ન માટે તૈયાર ન હતો. એકાએક બોલી ઊઠયો.

" બડેમ્યાં ઠીક કે' છે અન્નદાતા. "

"તો આ હોડીમાં બેસીને જ ચોરી થઈ છે એમ કે ?

"બિલાશક, ઉસમેં ક્યા શકહે" બડેમિયાં ઉત્સાહમાં આવી. પોતાની બુદ્ધિથી અત્યંત પ્રસન્ન થઈ, માતૃભાષામાં જ બોલવા લાગ્યા.

"બિલા......શક..." ચાળા પાડી કૂંદીમલજીએ હુક્કાના બેચાર દમ ખેંચી પૂછ્યું." તો આ ચોરી કરી કોણે ?"

"એજ હું વિચારૂં છું હજૂર."

"બડેમ્યાં ! આ માણસ પકડાવો જ જોઈએ;"

"નહિ તો."

"નહિ તો મારા નામને બટ્ટો લાગે હજૂર. પકડી ન પાડું તો બડેમ્યાં નહિ. હજૂર હું તો ધારું છું..."

"શું ધારો છો ?"

ત્યાં તો શેઠાણીજીનો તીવ્ર કંઠ સ્વર બધાના કાને અથડાયો.

"કંઈ ખાવું પીવું છે કે...?"

"કમલાની મા...હમણાં બોલાવશો નહિ હાં બડેમ્યાં..."

"મરો સૌ" મંદ શબ્દો બહારના માણસોના કાને અથડાયા.

"હજૂર-પેલો ગોપાલ ગામ આખામાં જાણીતો છે. ગયે વર્ષે, ઉનાળામાં, આપણા આંબાવાડિયામાં ઘૂસી ગયો

'તો. જ્યારે માળી પહોંચ્યો ત્યારે ઝાડ ઉપરથી નદીમાં કૂદી પડયો હતો અને..."

"કમજાત! એ ગોપાલનું જ કામ! વાહ બડેમ્યાં વાહ!"

"હજૂર મારી તો એ જ માન્યતા છે. કેમ અલ્યા બુદ્ધન ગોપાલ હતો કે નહિ."

"હશે સરકાર."

"શું હશે સરકાર? રાત્રે બગીચામાં ચોરી ગોપાલે જ કરી હતી કે નહિ?"

"શું? જી સરકાર"

"બરોબર છે. જી સરકાર."

"બુધ્ધૂ [મૂર્ખો]"

"જી સરકાર."

"અલ્યા ગભરાય છે શા માટે! બુદ્ધન બીયા"

બડેમ્યાં બોલ્યા, "રાતના જે ચોર તેં જોયો તે ગોપાલ જેવો હતો કે નહિ."

"હતોને સરકાર."

"ગોપાલ જેવો હતો ને?"

"હોવે સરકાર."

"તો એ ગોપાલ જ હતો ને?"

"હશે સરકાર. હા સરકાર. એ જ સરકાર."

"લ્યો પત્યું હજૂર. વાત થઇ પાકી. બોલાવી મંગાવો એ હરામખોરને. નહિ તો પછી કરો પોલીસમાં ફરિયાદ. એમ કંઈ ચાલવાનું છે ? મફતની ચીજો ખાવાની છે. સાલા હરામખોર ચોર." ઇત્યાદિ વિશેષણોથી ગોપાલને અલંકૃત કરી બડેમ્યાં પોતાની મૂછો આમળવા લાગ્યા.

સામેથી નાથુ ચમારને આવતો જોઈ બડેમ્યાં બોલ્યા "ક્યાં મરી ગયો 'તો રે"

અને જ્યારે તેણે જમીન ઉપર માથું ટેકવી પ્રણામ કર્યા ત્યારે બડેમ્યાં બોલ્યા.

"અલ્યા નાથિયા ! ગયે સાલ તારે પણ ગોપાલ સાથે બોલાચાલી..."

"હોવે અન્નદાતા—એવી તો બોલાચાલી થઇ કે..."

"તો પછી કાલે રાત્રે શેઠજીના બગીચામાં ચોરી તેના સિવાય કોણ કરે—કેમ ?"

"હોવે અન્નદાતા, તેના સિવાય ચોરી કરે કોણ ? બરોબર છે—બરોબર છે" ફાટેલી પાઘડીના છેડા માથા ઉપર વીંટતો તે બોલ્યો.

શેઠજીનો માણસ જ્યારે રાઘેબાબુને ઘેર પહોંચ્યો ત્યારે ગોપાલ નિશાળે ચાલ્યો ગયો હતો. માણસ નિશાળે પહોંચ્યો ત્યારે પ્રાર્થના ચાલતી હતી. છઠ્ઠા અને સાતમા ધોરણના—છેલ્લા ધોરણના વિદ્યાર્થીઓ પ્રાર્થના કરાવતા. ગોપાલ હમેશાં પ્રાર્થના પછી એક ગાયન ગાતો.

પ્રાર્થના પછી જ્યારે હેડમાસ્તર સાહેબને કહેવામાં આવ્યું કે શેઠ ફૂંદીમલજી ગોપાલને બોલાવે છે ત્યારે ગોપાલને તુરતજ રજા આપવામાં આવી. ગોપાલ મગજમાં બધું સમજી ગયો હતો; પણ શાળામાં ભણવા કરતાં આમ રખડવું તેને વધુ ગમતું હતું અને તેથી તે શેઠજીને ઘેર આવી લાગ્યો.

શેઠજીની મૂર્તિ જોઈ ગોપાલને થયું આજે શેઠજીનો પારો ચઢેલો છે. આવતાં જ શેઠજીએ તેનું સ્વાગત્ ગાળોની પુષ્પાંજલિઓથી કર્યું ગોપાલને થયું......પણ તેણે અત્યંત શાંતચિત્તે બધું સાંભળી લીધું.

"તારા બાપનો બગીચો છે?"

ગોપાલ નિરુત્તર.

"તો મરવા ગયો 'તો ત્યાં?"

ગોપાલ ચૂપ.

"સાલા, હરામખોર, કમજાત......હોડીમાં બેસી..."

તોએ તે ચૂપ હતો.

આ મૌન જોઇ શેઠજીનો ક્રોધ ભભૂકી ઊઠયો.

"હોડીમાં બેસો ચોરી કરવા ગયો હતો કે નહિ?"

તોએ તે ચૂપ હતો.

"અરે બેટીના બાપ! બોલને. કાલે રાત્રે, હોડી કાઢી......"

"હું કંઈ નથી જાણતો."

"ખોટું, ખોટું. ગઈ સાલ પણ—સાળા કાળમુખા હરામખોર......" અને ત્યાર પછી તો શેઠજીએ પોતાના પગના જોડા કાઢ્યા. એક ક્ષણ ગોપાલ આ જોઈ રહ્યો. બીજી જ ક્ષણે, જોડાનો તેના ઉપર ઘા થાય તે પહેલાં તે કૂદ્યો અને જે ખાટલા ઉપર શેઠજી બેઠા હતા તેને લાત મારી ઊંધો વાળી ત્યાંથી મૂઠી વાળી ભાગ્યો.

પૃથ્વી માતાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, ત્રણ આળોટીઆં ખાઇ, ખોંખારો ખાઈ જ્યારે શેઠજી બેઠા થયા ત્યારે નાથુ ચમાર ફાટેલા સાફામાં મુખ છુપાવી હસતો હતો અને બુદ્ધન ડોળા ફાડી શેઠજીની આ પરિસ્થિતિ કેવી રીતે થઇ શકી તેનો વિચાર કરતો હતો; અને ચૌધરી મહાશય—"હાં, હાં, ધણી ખમ્મા..." કરતા શેઠજીને પૃથ્વી માતાની ગોદમાંથી ઉંચકી તેમને ખાટલામાં પુનઃ બેસાડવા પ્રયત્ન કરતા હતા.

બડેમ્યાં તો ક્યારના આ દૃશ્ય જોઇ ચકિત થઇ, ભાન ભૂલી ગોપાલ દોડયો તેની વિરુદ્ધ દિશામાં તેને પકડવા દોડયા હતા અને પછી પોતાની ભૂલ પકડાતાં 'પકડો, પકડો સાલા ચોર, બદમાશ'ની બૂમો મારી ગોપાલને પકડવા દોડયા હતા. થોડી વારમાં જ પાછા ફરી બોલ્યા.

"માલિક, એવો તો જોડા માર્યો કે લોહીલુહાણ થઇ ગયો બદમાસ."

પણ શેઠજીને આનો જવાબ દેવાની ફુરસદ ન હતી.

"હજૂર, દોડતો દોડતો તેની પાછળ ગયો. ગલીમાંથી

બજારમાં દોડતો દોડતો, પંડિત ગજાનનની ગલીમાંથી થઇ, પીપળા ઉપર ચઢી ગયો. જેવો પીપળા ઉપર હું ચઢવા જાઊં છું ત્યાં તો તેણે ત્યાં જ નદીમાં કૂદકો માર્યો...... હં. હં."

"જાઓ થાણેદારને બોલાવીને લાઓ. શું ઊભા છો?" શેઠજી એ હુકમ કર્યો, "સાલાને જેલમાં ન મોકલાઉં તો મારું નામ નહિ."

"જરૂર જરૂર. આ ચાલ્યો" તેમ કહી બડેમિયાં ગામના પોલીસ ઇન્સ્પેકટરને બોલાવવા ચાલતા થયા.

બીજો માણસ ગામના દાક્તર બાબુને બોલાવવા ગયો.

થોડીજવારમાં થાણેદાર અને દાક્તર બાબુ આવ્યા અને ખુરશીઓ ઉપર બિરાજી પૂછવા લાગ્યા, "વાત છે શી? શેઠ સાહેબ આજે કવખતે યાદ કર્યા કેમ?"

શેઠ સાહેબે ધ્રૂજતાં ધ્રૂજતાં-ક્રોધાવેગમાં બધી હકીકત કહી સંભળાવી અને કહ્યું "સાલાને ફાંસીએ ચઢાવો અથવા જન્મટીપ અપાવો. ગામમાં એનું કામ નહિ."

"બદમાસ છે ક્યાં?" થાણુદારે પૂછ્યું.

"હજૂર નદીમાં."

"નદીમાં?"

"હજૂર. મારી આંખે જોયુંને. પીપળાના ઝાડ ઉપરથી જ નીચે ભૂસકો."

"હું" થાણેદાર મહાશય બોલ્યા., "તો તમે એમ માનો છો શેઠજી કે હોડીમાં બેસીને જ ચોરી થઇ છે. પણ હોડી એણે જ છોડી અને તેણે જ ચોરી કરી તેનાં પ્રમાણ."

"પ્રમાણ? પ્રમાણ શું? હું કહું છું તે."

"જી. પણ પ્રમાણ વગર..."

"અલ્યા બુદ્ધન!" શેઠજી બોલ્યા.

"જી સરકાર."

"ચોરી ગોપાલે જ કરી છે ને?"

"હોવે સરકાર. કરી હશે સરકાર?"

"કરી છે ને? તે તારી આંખે જોયું ને?"

"હાસ્તો સરકાર. આ બન્ને આંખે જોયું ને સરકાર. પોપેયાં તોડતો જોયો સરકાર."

"લ્યો થાણેદારજી, વળી તે ચોર ન હોત તો આપ મને" અને ત્યારપછી, અસહ્ય પીડા થતી હોય તેમ પોતાનો ડાબો હાથ બતાડીને બોલ્યા, "જુઓને હાથ ટૂટી ગયો છે. સાલ્લા બદમાસે."

"દાક્તર બાબુ! જુઓ તો હાથ."

"જરૂર જરૂર" અને દાક્તર બાબુએ કાન ઉપર સ્ટેથીસ્કોપ ચઢાવી. ગજવામાંથી થરમામીટર કાઢી રોગીને જોતા હોય તેમ, શેઠજીની છાતી તપાસવાની માગણી કરી ત્યારે શેઠજી બાલ્યા, "પણ દાક્તર સાબ! મારો તો હાથ."

"આપના હાથને તો કંઇ નુકશાન થયું હોય એમ લાગતું નથી. નુકશાન થયું હોય તો કદાચ તમારા હૃદયને...તે જ જોઇ..."

"અલ્યા ચૌધરી ! આ મારા નોકરો પણ–હરામખોરો ગધેડીના પેટના–અરે જુએ છે શું પાન સોપારી લાવને..." પછી મૂછો ઉપર તાલ દઈ, દાક્તર બાબુ ! થાણેદાર બાબુ ! પૈસા કેટલા ખરચ થાય તેની મને પડી નથી પણ આજુ ફેરા તો આ ગોપાલિયાને મજા ચખાડ્યા સિવાય..."

"ભલે ભલે. એમાં ચિંતા શી. જ્યાં અમે ને દાક્તર બાબુ ને આપણા માસ્ટર સાબ હોય પછી પૂછવાનું શું ? થાણેદારે એક આંખ મીંચીને કહ્યું.

જ્યારે આ સમાચાર પવનવેગે પંડિત ગજાનનને કાને પડયા ત્યારે તેઓ ઘરના અંદરના ઓટલા ઉપર બેઠા બેઠા મોઢામાં તમાકુનો દોથો નાખી, તમાકુ પીવાના કાર્યમાં પ્રવૃત્ત હતા. સમાચાર સાંભળી તેઓ બેબાકળા થઈ ગયા. ગત રાત્રિની બધી ઘટના તેમની આંખો સામે આવી ગઈ. રાતના ચાર વાગ્યા પછી, શૌચ ઇત્યાદિ ક્રિયાથી નિવૃત્ત થઈ જ્યારે તેઓ સ્નાન કરવા નદીમાં પડ્યા હતા, ત્યારે ત્યાં શેઠજીની હોડી આવી લાગી હતી અને તેમાં હતો દુષ્ટ ગોપાલ અને પેલી કમજાત...ડાકણ...ગૂંગી. ગોપાલ તુરતજ ત્યાંથી ચાલી નીકળ્યો હતો પણ પેલી ગૂંગી ? ટૂંટીયું વાળી, બીકથી ડરી ગયેલી તેમાંજ બેઠી રહી હતી. ત્યારપછી ? તેઓ હોડીમાં કૂદી પડયા હતા અને છોકરીને ધમકાવી– પોતાની પાસે ખેંચી...અને અને...આ બધી વાત આજે

આખા ગામમાં પ્રસરી જશે. હોડીને બાંધ્યા વગર જ તે ઉતાવળે ઉતાવળે, હાંફતા હાંફતા ઘર તરફ પલાયન કરી ગયા હતા. હોડી બાંધી હોત તો આ વાતની કોઈને પણ ખબર પડી ન હોત. સાંભળ્યું છે કે હોડી વડલા નીચે નથી. બાંધેલી ન હતી એટલે રાતનાજ પવનના વેગે તે ક્યાંય આગળ ચાલી નીકળી હશે. અથવા ગામના નાનાં બાળકો નદીમાં સ્નાન કરતાં કરતાં હોડી ઉપર બેસી આગળ નીકળી ગયાં હશે. ગોપાલેજ હોડી છોડી હતી અને તેણેજ શેઠજીના બગીચામાંથી ફળો ચોર્યાં હતાં એ વાત સ્પષ્ટ હતીજ, પણ ગોપાલ ત્યાર પછીની વાત જો કહી દેશે તો ગામમાં પોતાનું મોઢું પણ બતાડી શકાશે નહિ. આ ગામમાં કેટલા તેના જજમાનો હતા. તેની પ્રતિષ્ઠા, તેના ધર્મકર્મ—બધા ઉપર આ છોકરો પાણી ફેરવશે. તેઓ ઊઠયા, શરીર ઊપર જાડો ખાદીનો ચાદરો લપેટયો, હાથમાં લીધી લાઠી અને દેડકાની જેમ ચાલતા શેઠ ફૂંદીમલની દુકાન તરફ ગતિમાન થયા.

આ બાજુ જ્યારે ભાભીના કાને આ વાત પહોંચી ત્યારે તેઓ અત્યંત ચિંતાતુર થઇ ગયાં. નદીમાં કૂદી ગોપાલ અદૃશ્ય થઇ ગયો છે. સાંભળી તેમની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. મિશ્રાણીને મોકલી તેમણે આ વાત પતિને કહેવરાવી અને કહેવરાવ્યું કે જઇને કંઈ કરો.

જ્યારે પંડિત ગજાનન શેઠજીને ઘેર પહોંચ્યા ત્યારે દાક્તર બાબુ શેઠજીના હાથને પાટો બાંધતા હતા અને થાણેદાર સાહેબ શેઠજીની જુબાની લેતા હતા.

શેઠજીને જોતાં વેંતજ કોઇ સ્વજન મરી ગયું હોય એવી પોક મૂકી પંડિત ગજાનન રડવા મંડ્યા; મરી ગયો મારા બાપ ! મારો છોકરો નદીમાં ડૂબીને મરી ગયો. ઓય મા ! તમને વેર હતું તો મારા ઘરડા માણહથી લેવું 'તું—મારા બિચારા ગોપાલિયાને શા માટે મારી નાખ્યો રે... એ...એ..."

"છે શું ?" બધા ચકિત થઇ જોવા લાગ્યા.

"એ જૂઠું કલંક શા માટે લગાડો છો રે મારા બાપ...તમારે વેર હતું તો મારા ઉપર લેવું તું...ઓય વોય રે..."

"અરે ? પણ છે શું ?"

"હોય શું ! ખોટે ખોટું આળ લગાડયું કે ચોરી કરી. મારો ગોપાલિયો તો ગરીબ ગાય જેવો છે રે...ચોરી કરી કોઇએ અને નામ લગાડયું એનું...અને એતો ડૂબીને મરી ગયો...હવે મને પણ મારી નાખો. બામણના છોકરાને તો માર્યો હવે આ બામણને પણ મારી નાખો.......ઓ..." અને પછી આસું લૂછતા લૂછતા, જમીન ઉપર જ બેસી જઇ પંડિત ગજાનન રડવા લાગ્યા.

"એ પંડિત !" થાણેદાર બોલ્યા, "આ તમારી ચાલાકી અહીં ચાલી શકશે નહિ. કોઇ બીજાને મૂર્ખા બનાવજો. શું સમજ્યા ? છોકરાને તરતાં આવડે છે. ડૂબી ગયો......"

"હા...મારા...બાપ......તમે, સાચાને હું બામણ બોરો."

"ચૂપમરની-ચૂપમરની." ચૌધરી બોલ્યા.

આજ વખતે રાધેમોહન બાબુ પણ દફતરમાંથી રજા લઇ અહીં આવી પહોંચ્યા. હસતાં હસતાં, ધુવડ જેવા ડોળા અકળ વકળ ફેરવી બોલ્યા.

"હં...હં...શેઠની-છે વાત શી ?"

"વાત શી ? છે વાત શી ?- જવાબ દેજો કોરટમાં હા. હરામખોર કમજાત મને મારીને નાસી ગયો."

"હોય નહિ. માનું નહિ" રાધેબાબુ ચશ્મા ચઢાવી બોલ્યા.

"હા. હા. હોય નહિ. માનું નહિ. એવા એવાને ઘરમાં ઘાલો છો શા માટે ? મોટા દયાવાન જોયા ન હોય તો."

"એય ! શેઠજી. જરા મોઢું સંભાળીને" રાધે બાબુ જરા ખીજાઇને બોલ્યા.

"એટલે ? એટલે ? મને દબાવવા માગે છે કેમ ? ચોરીની ચોરી..." એકદમ હાથ ઉઠાવી દુ:ખતા હાથથી જ પાસે પડેલો જોડો... "ત્યાં તો "હાં. હાં." કરતા ચૌધરી દોડયા, દાક્તર બાબુ દોડયા અને બોલ્યા, "શેઠજી- તૂટેલા હાથથી જ..." અને એ યાદ આવતાં શેઠજી

"ઓય વોય–વોય" કરી ખાટલામાં જ ઢળી પડયા... અને બોલ્યા, "જોયું રાધે બાબુ! હાથ તોડીને ભાગી ગયો તમારો ગોપાલ."

"આવો જ હાથ તોડી શકે છે તે...હે–હે." જરા હસીને રાધેબાબુ બોલ્યા.

"પાછું અપમાન–મારું પાછું અપમાન" ખાટલામાં ફરીથી બેઠા થઈને શેઠજી બોલવા લાગ્યા.

"અરે, અરે...શેઠજી" ચૌધરીએ તેમને પકડીને ફરીથી ખાટલામાં સૂવાડયા.

"ઈજા ગંભીર છે" દાક્તરે રાધેબાબુ તરફ ફરીને કહ્યું.

"પણ દાક્તર બાબુ! આપ લોકો એક ગરીબ બ્રાહ્મણના છોકરાને..."

"હું પણ એજ કહું છું કે ગરીબ બામણના છોકરાની હત્યા." પંડિતજી લાગ જોઈ, ઊછળીને બોલવા લાગ્યા.

"ચૂપ રહો" થાણેદારજીએ હુકમ કર્યો, અને ત્યાર પછી પોતાનું કામ પતાવી કહ્યું, "શેઠજી, બે સિપાહીઓ, પેલા બદમાશને ગોતવા મોકલું છું. આપ નિશ્ચિંત રહો; અને પંડિતજી..."

"પંડિતજીનું કહેવું માનો, નહિ તો આ બામણ તમારે બારણે જ આ દેહ પટકશે" અને તેમ કહી પંડિત-

જીએ પોતાની લાઠી એક તરફ નાખી દીધી અને શેઠજીના ઘર સામે ધૂળમાં બેસી જઈ, પદ્માસન વાળી અનશન વ્રતની ઘોષણા કરી દીધી.

ગામ આખામાં વાત ફેલાઈ ગઇ કે પંડિત ગજાનને શેઠજીના બારણે ઉપવાસ શરૂ કરી દીધા છે. બપોરના બાર વાગી ગયા છે, માથા ઉપર તડકો પડે છે છતાં બામણ તો લાંઘીને મરવા બેઠો છે. રાઘેબાબુ પાછા દફતરે ચાલ્યા ગયા, જતાં જતાં પોતાના ડોળા ફાડી કહેતા ગયા કે આવો અનાચાર ભગવાન પણ નહિ સાંખે.

ભાભીએ કંઈ ખાધું નહિ અને પોતાના ઓરડામાં જઈ ઊંઘી ગયાં.

નદીમાં કૂદકો મારી ગોપાલે એક ડૂબકી લગાવી અને તરતો તરતો વડલાના ઝાડ નીચે આવી લાગ્યો. ત્યાં હોડી ન હતી; તેને પોતાની ભૂલ યાદ આવી. રાત્રે ગજાનન પંડિતનાં કડવા વેણ સાંભળી હોડીને ત્યાં જ છોડી તે ઘર તરફ ચાલતો થયો હતો. હોડી બાંધવાનો વિચાર પણ તેને આવ્યો ન હતો. સ્મશાન, વાંસનાં વન, આમલીનાં ઝાડો, શેઠજીનો બગીચો વટાવી તે આગળને આગળ તરતો રહ્યો. ક્યાં જાય છે તેનું તેને ભાન નથી. આવો લ્હાવો ફરીથી મળવાનો નથી.

આજે તો શાળાથી દૂર, ગામથી દૂર. નિર્જન પ્રકૃતિના ધામમાં તે જાય છે. આજ જાણે તેનું યુગ યુગનું જીવન છે. આમાં જ તેને આનંદ અને મઝા પડે છે. હવે

તો મોટાં મોટાં વૃક્ષો નદીના બન્ને તટ ઉપર દેખા દે છે. તેમની ઘેરી છાયા નદીના જળમાં પડે છે અને તેને શ્યામ બનાવે છે. બપોરના એકથી બે વાગ્યા હશે. નદીનાં જળ ખળ ખળ કરતાં વહે છે. ક્યાંક તે પથરાઓ ઉપર થઇ કૂદે છે તો ક્યાંક ધીર ગંભીર થઈ પ્રશાંત દેખાય છે. ક્યાંક સૂર્યના તાપથી તે ચળક ચળક થાય છે તો ક્યાંક પાણી ઉપર લચી પડતી ડાળીઓને ચુંબન કરે છે.

ત્રણ માઇલ દૂર બાલાજીની ટેકરીને પ્રદક્ષિણા કરતી નદી વળાંક લે છે. ટેકરી ઉપર જાંબુનાં, આમલીનાં, અને વડલાનાં સઘન વૃક્ષો છે. આસપાસ મોટું વન છે. અને ટેકરી ઉપર ગણપતિની મૂર્તિ છે. ટેકરી પાસે આવી ગોપાલ પાણીમાંથી બહાર આવ્યો; અને સડસડાટ ટેકરી ઉપર ચઢી ગયો. ચારે કોર ઝાડીઓ ઉગેલી હતી અને મોટાં વૃક્ષોની સઘન છાયા પથરાએલી હતી. કેટલાક વૃક્ષો ઉપરથી નીચે ઝૂકી પડતી લતાઓનાં દોરડાં કોઇ સાધુની જટા જેવાં દેખાતાં હતા. ઉપર પહોંચી એક જાંબુના ઝાડ નીચે બેસી તેણે પોતાનાં કપડાં કાઢી નાખ્યાં અને જાંબુના ઝાડ ઉપર ચઢી એક ડાળી ઉપર બેસી બની ગયેલી બીનાઓ ઉપર દૃષ્ટિપાત કરવા લાગ્યો.

છેલ્લા ચોવીસ કલાક કેવા વિચિત્ર ગુજર્યા ? કાલે એક વાગે ઊંઘ ઉડી ગઈ. એક અંતરની અભિલાષાએ તેને ઘર બહાર ધકેલી દીધો અંધારી રાત્રિ હતી. પ્રકૃતિ નીરવ અને સ્તબ્ધ હતી. વડલા નીચે આવી તે હોડીમાં બેઠો હતો. સ્મશાન પાસે જ કોઈનું રૂદન સંભળાયું હતું.

ત્યારપછી તે બાળાને હોડીમાં બેસાડી તે શેઠજીના બગીચા સુધી આવી લાગ્યો હતો.

પાછા ફરતાં વડલા નીચે આવતાં પંડિત ગજાનન સાથે ભેટો થયો...અને તે હોડી તથા હોડીમાં બેઠેલી પેલી છોકરીને મૂકી ઘર તરફ ચાલી નીકળ્યો હતો.

સવારે શાળા જતાં પહેલાં ઘરના બારણા પાસે તેજ છોકરી સાથે ફરીથી ભેટો થયેલો. તે વખતનો ચહેરો તેને યાદ આવવા લાગ્યો. એકાએક ભાભીની યાદ આવવા લાગી. આમ તો ઘણીવાર તે શાળા છોડી ભાગી આવ્યો હતો. ગરમીના દિવસોમાં શાળામાંથી ભાગી આમ્રકુંજોમાં ભટક્યો છે, શેઠજીના બગીચામાંથી ફળો ચોરી ખાધાં છે, પણ આજે—આ નાસવામાં કંઇક પણ વિશેષતા છે. આજે ભાભી જમ્યાં નહિ હોય; અને ભાભીનો ચહેરો તેની આંખો સામે તરવરવા લાગ્યો.

કપડાં સૂકાઈ ગયાં હતાં, તે પહેરી આસપાસ જોવા લાગ્યો. ઝાડ ઉપર ખિસકોલી આમથી તેમ દોડતી હતી. પક્ષીઓનાં બચ્ચાં કલરવ કરતાં હતાં નીચે ગણપતિની મૂર્તિ ઉપર સિંદૂર અને તેલ ચોપડેલાં હતાં. વૃક્ષોના પાંદડાં તથા પુષ્પોની અભિવૃષ્ટિથી દેવ લગભગ ઢંકાઈ ગયા હતા અને સૃષ્ટિ ને પોતાનું મુખ બતાવવાની તેમની ઇચ્છા નથી એમ કહેતું એમનું એક નેત્ર હસતું હોય એમ ગોપાલને લાગ્યું. ચારેકોર સઘન વૃક્ષરાજી હતી, વૃક્ષો ઉપરથી નીચે લટકતાં લતાઓનાં અસંખ્ય દોરડાં એકબીજામાં વીટળાયેલાં દેખાતાં

હતાં. એકાએક ગોપાલને રાધિકાજીને મંદિરે વંચાતી રામાયણની યાદ આવી. હનુમાનજીની યાદ આવી. આવાજ વનમાં હનુમાન રહેતા હશે અને વનનાં ફળમૂળને ખાઈને લ્હેરથી ફરતા હશે. અશોક વાટિકામાં સીતાજીને...તેને ઊંઘ આવવા લાગી. ઝાડ ઉપરજ ડાળીઓની ઓથે તે ઊંઘી ગયો. ક્યાં સુધી તે ઊંઘ્યો તેની પણ તેને ખબર પડી નહિ. પણ જ્યારે તેની આંખ ઉઘડી ત્યારે ચારેકોર અંધારુ થવા લાગ્યું હતું. તેને થયું સૂર્ય ડૂબવાની તૈયારીમાં છે. ઘેર ભાભી તેની યાદ કરે છે. એકાએક તેને ઘરની યાદ આવવા લાગી. ભાભીની યાદ આવતાંજ તે ઝાડ ઉપરથી નીચે કૂદ્યો; અને દોડતો દોડતો ઝાડીઓમાંથી રસ્તો કરતો ટેકરી નીચે આવી લાગ્યો.

સૂર્ય આથમી ગયો હતો. સંધ્યાના ઘેરા રંગો આકાશમાં દેખાતા હતા. ઠંડી પડવા લાગી હતી. તે વેગથી આગળ ચાલવા લાગ્યો. વૃક્ષોની વનરાજી વટાવી તે ધૂળથી ઢંકાયેલી કાચી સડક ઉપર આવી લાગ્યો. રસ્તાની બન્ને બાજુ હવે લીલાંછમ ખેતરો દેખા દે છે. કોઇ કોઈ ખેતરોમાં અફીણનાં પુષ્પોનાં વનનાં વન ખીલેલાં છે. સફેદ લાલ અને ગુલાબી.... પવનના વેગે પુષ્પોનું વન આમથી તેમ નાચે છે...સન–સન–સન કરતો પવન વાય છે. પ્રકૃતિનું આ કેવું મનોહર સ્વરૂપ છે ! અને કાલ રાત્રિનું ? ભયંકર અંધારી રાત્રિ ઘેરાં નદીનાં પાણી આકાશમાં ઝબૂકતા તારક વૃન્દોનાં ક્ષીણ પ્રકાશ...તમરાંનો તમ–તમ–તમ કરતો અવાજ... સમ–સમ–સમ કરતી વહેતી કાજળ જેવી કાળી રાત્રિ !!!

ગાયનાં ધણનાં ઘણ–ઘંટારવ કરતાં પાછાં ફરે છે

અને ગોધૂલિની આકાશ આચ્છાદિત છે. પેલી બાજુ ઘેટાંનું ટોળું આવે છે અને ભરવાડનો અવાજ "આ...આ. ટર્ર્-ર્ર્...મર...રે...એ..." દૂર દૂર સુધી સંભળાય છે. ગામના કૂતરાઓનો અવાજ પણ હવે સંભળાય છે. ગામના ઘરોના છાપરામાંથી નીકળતો ધૂમાડો આખા ગામને ફરી વળેલો છે, અને હવે તો મંદિરોમાં આરતી શરૂ થઈ ગઈ હોય એમ લાગે છે...હા...ઘંટારવ સંભળાય છે...આજ મંદિરોમાં તેણે આરતી વખતે ડંકો લઈ ઘંટા વગાડેલા છે... લગભગ રોજ રાતના રાધિકાજીના મંદિરમાં તે આરતી ગાય છે...પણ આજે...આજે આવા વિચારો કેમ આવે છે? વિચાર કરવા લાગ્યો. આગળ કોણ? ગાયના ધણ આગળ બે સિપાહીઓ વાતો કરતા તેણે સાંભળ્યા.

"છન્નૂમિયાં! ગજબ કરી પંડિત ગજાનને."

"હા યાર! માળો બામણ હોશિયાર ખરો.'

"હોશિયારની તો શું? બપોરના બાર વાગ્યાથી શેઠજીના ઘરના બારણે ઉપવાસ કરીને બેઠો."

"હોવે, તેં સાંભળ્યું શેઠાણીજીએ કહ્યું–શરમ નથી આવતી શરમ. બામણ જેવો બામણ ઘરને બારણે લાંઘે છે ને તમે લ્હેરથી જમવા બેઠા છો તે. આ સાંભળી શેઠજી ક્રોધમાં ને ક્રોધમાં થાળી ઉપરથી ઊઠી ગયા અને જમ્યા વગર જ ઊંઘી ગયા. દુકાને પણ ન ગયા."

"અચ્છા? પછી?"

"પછી શું? શેઠાણીજીએ પણ કંઇ ન ખાધું; અને કહ્યું જ્યાં સુધી બામણ લાંઘે છે ત્યાં સુધી હું પણ પાણીનું ટીપું નહિ નાખું."

"શાબાશ! શાબાશ!"

"પછી તો શેઠજીએ થાણેદાર સામને બોલાવી કેસ પાછો ખેંચી લીધો અને પંડિત ગજાનનને કહ્યું 'ગુરુદેવ! માફ કરો. દયા કરો. ખેંચ્યો પાછો કેસ. હવે રાજી. પણ બામણ તો કહે-મારો છોકરો આણી દ્યો તોજ ઉપવાસ તોડું પછી તો થાણેદાર સાથે માણસો દોડાવ્યા. ગોતી ગોતીને થાકયા પણ માળો દીકરો..."

"પછી પંડિતજીએ ઉપવાસ તોડયોને?"

"હોવે! જ્યારે થાણેદારે કહ્યું કે શેઠજી સાંજ સુધીમાં ગોપાલને હાજર ન કરુ તો મારુ નામ નહિ. ત્યારે પંડિત ગજાનનને કહ્યું. ભલે તો માતાજીને દુઃખ નહિ દઉં. જે મીઠાઇ હોય તે લાવો. ખાઇશ. જરૂર ખાઇશ. જો હો જજમાનની અને ત્યાર પછી તો પાંચસેર મીઠાઇ ખાઇ ગ્યો. હા."

"હા.. હાઁ.. સાલો બામણ હોશિયાર ખરો. કેસનો કેસ પાછો ખેંચાવી લીધો અને ઉપરથી પાંચસેર મીઠાઇ પણ ખાઈ ગયો."

"હાં જનાબ! એનું નામ તે બામણ. ગામમાં ગજાનન પંડિત જેવો હોશિયાર બામણ બીજો ન મળે."

"ખરી વાત છે, ખરી. નહિ તો શેઠના જેવાને

બનાવી જાય ખરો. આ કેસ ચાલતને તો ગોપાલિયાને ફાંસી નહિ તો જનમ ટીપ તો જરૂર લાગી જાત. પણ બેટો ગજબનો બચી ગયો. હવે બેટો ચોરી કરવાનું નામ ભૂલી જશે. નામ"

ગોપાલે આ બધું સાંભળ્યું. સંધ્યાના ઘેરા થતા અંધકારમાં સિપાહીઓ તેને જોઈ શક્યા નહિ. ગાયોનું ધણ બીજા પૂલ ઉપરથી ગામ ભણી ચાલતું થયું. અને તેમની સાથેજ સિપાહીઓ પણ ચાલ્યા ગયા.

ગોપાલ સોરતીના મેદાનમાં આવી લાગ્યો. આ રસ્તો પેલો સાંકડો જર્જર પૂલ; ટેકરા ઉપર વસેલું ગામ અને ગામનાં ખોરડાં, ધીમે ધીમે પૂલ ઉપરથી થઇ, ટેકરો ચઢી, પીપળના ઝાડ નીચે આવી લાગ્યો. પંડિત ગજાનનનું બારણું ઉઘાડું હતું. આ પંડિતજી તેના દૂર દૂરના સગા. તેમની કૃપાથીજ તેને બાબુ રાધેમોહનને ઘેર રહેવાનું મળ્યું. પંડિત ગજાનનની પત્ની સતી તેને કેટલું ચાહે છે. આ ત્રીજી વારની પત્ની છે. ઉમર સત્તર અઢાર વર્ષની છે. ગામમાં તેના જેવી રૂપવતી સ્ત્રી બીજી કોઇ નથી. ના. ભાભી પણ આટલાં રૂપાળાં નથી. તેને થયું લાવ કાકીને મળી આવું. પંડિતજીને તે કાકા કહેતો. પણ તેમનાં પત્ની તો કહેતાં, "ગોપાલ! તું તો મારા જેવડો કાકી કહે તે મને નથી ગમતું."

"તો શું કહું?" ગોપાલ પૂછતો.

"જીજી કહે, બેન કહે...ગમે તે કહે."

"પણ ગમે તેમ પણ તમે મારાથી મોટાં છો."

"હું એક વર્ષ મોટી–તેથી શું થયું."

"ભલે તો જીજી કહીશ."

"ભલે."

આ વિચારોમાં તે હતો ત્યાં તો ઘરના આંગણામાં લીમડા નીચે બેઠેલી સતીનો અવાજ તેના કાન ઉપર પડયો.

"આવ ભાઈ ગોપાલ આવ." અને આમ બોલી તે ઊભી થઈ ગઈ.

ગોપાલ અંદર આવ્યો.

"બેસ કયાં હતો આખો દિવસ, બોલ જોઉં?"

"જીજી." અને તે વધુ બોલ્યો નહિ.

"તારાં બધાં પરાક્રમ હું જાણું છું."

તેણે પોતાની દૃષ્ટિ નીચી કરી લીધી.

"સાચું કહે જોઈએ કાલે રાત્રે કયાં હતો?"

"નદીમાં."

"હોડીમાં?"

"હા."

"બધી વાત સાચી છે?"

"હા"

"ફળ પણ તેંજ તોડયાં હતાં?"

"હા"

"ગોપાલ! કાલે રાત્રે તો એક ડાકણુ..."

"આ શબ્દો સાંભળી તે ચમકયો.

"સમજ્યો ? તેમને ડાકણુ મળેલી"

"જાઓ જાઓ જીજી-બનાઓ માં"

"ખરેખર." અને પછી હસતાં હસતાં કહ્યું."

એમને ડાકણોજ મળ્યા કરશે. જેને ત્રણુ ત્રણુ બૈરીઓ પછી પણુ...લે. લે. શું ખાઈશ.. હું તો એવીજ રહી."

"જીજી. જઈશ. ભાભી.."

"હા. હા. જા ભાઇ. ભાભી વાટ જોતાં હશે."

આજ વખતે પંડિત ગજાનન ઓડકાર ખાતા ઘરમાં દાખલ થયા.

"કોણુ ? ગોપાલ ! શંભો શંભો !! ક્યાં મરી ગયો તો રે."

ગોપાલે જવાબ ન આપ્યો.

"છોકરા ! તું તો કોઇ દિવસ અમારૂં ખૂન કરાવીશ. આ તો ઠીક બચાવી લીધો નહિ તો...જા, જાય છે. જા હવે. ડાહ્યો ડમરો થઈ જા..." અને પછી જ્યારે ગોપાલ ઘર બહાર આવ્યો ત્યારે પોતે પણુ પછવાડે પછવાડે આવ્યા અને બોલ્યા: "જો કોઇને મોઢે હવે કાલ વાળી વાત કરતો નહિ, નહિ તો મર્યોજ સમજજે. શું ?"

ગોપાલ જવાબ આપ્યા વગર ચાલતો થયો.

ગલી વટાવી, રાધિકાજીના મંદિરને વટાવી જ્યારે ઘરને બારણે આવ્યો ત્યારે ગલીમાંજ ગૂંગી ઊભી હતી. ગોપાલને

આવેલો જોઈ આનંદમાં ગાંડીતૂર બની તે અંદર દોડી ગઇ અને પોતાની મૂંગી ભાષામાં " આં આં " કરતી કહેવા લાગી કે ગોપાલ આવી ગયો છે.

ભાભી બેઠાં હતાં ત્યાંથી દોડયા, અને ગોપાલને જોઇ કૃત્રિમ ક્રોધ કરી બોલી ઊઠયાં. " વાહરે વાહ ! કોઈ દિવસ હવે બોલવાની નથી."

ભાભીના પગની રજ માથે લઈ ગોપાલ બોલ્યો.

" માફ કરો ભાભી..."

" માફ કરો...હાથ પગ ધોઇને બેસ જમવા."

જમતાં જમતાં ગોપાલ ગૂંગીને આ ઘરમાં જોઇ આશ્ચર્ય પામવા લાગ્યો. સવારની ગંદી, ફાટેલાં કપડાં વાળી ગૂંગી કયાં અને સ્નાનાદિથી સ્વચ્છ થયેલી, અને ભાભીનાં જૂનાં કપડાં પહેરેલી આ ગૂંગી કયાં ? અને તે અહીં કયાંથી આવી...... પછી થયું બરોબર છે બરોબર છે... ભાભીએ જ એને રાખી લીધી લાગે છે.

ભાભી, ફાનસના મંદ પ્રકાશમાં પણ તેના મુખના ભાવો કળી બોલ્યાં.

" ગોપાલ ! નવાઇ લાગે છે નહિ. આપણી કામવાળી તો તું જાણે છે ને...એટલે આને...અહીં જ."

" હા ભાભી ! હું તો સમજી ગયો હતો."

રાત્રે ઊંઘતી વખતે ભાભીએ પૂછેલું

" ગોપાલ ! આ બધી વાત સાચી છે ?"

" શી ભાભી ?"

"તું કદી રાતના હોડી લઇ..."

"હા ભાભી."

"એક વચન આપીશ ?"

"શું ભાભી ?"

"કોઈ દિવસ મને પૂછ્યા વગર આમ નહિ કરે તે."

"નહિ કરું."

"જા. સૂઇ જા."

પણ જતી વખતે તેને થયું તેણે ભાભીને છેતર્યાં છે. કોઇ દિવસ, કોઈ વાત તેણે ભાભી પાસે છૂપાવી ન હતી. શા માટે આજે તે રાતની બધી વાત કહી દેતો નથી. કયા ભાવથી પ્રેરાઈ તેણે પેલી છોકરીને હોડીમાં લીધી હતી ? તેને ફળો ખવડાવ્યાં હતાં ? શા માટે તે તેને એકલી છોડી ઘર તરફ આવ્યો હતો. શા માટે તેણે ભાભીને રાતની બધી વાત કહી ન હતી ?

પણ આ પ્રશ્નોનો જવાબ તે આપી શકયો નહિ. મૂંગો મૂંગો પોતાની પથારીમાં પડયો રહ્યો. પાસેના જ ઓરડામાં ખાટલા ઉપર પડેલા; નસકોરાં બોલાવતા રાઘે બાબુ ઊંઘતા હતા. ઘરના છાપરામાંથી તમરાં તમ–તમ કરતાં હતાં, રાત્રિ આગળ વધતી હતી, પણ તેને ઊંઘ આવતી ન હતી. વારંવાર હોડીમાં બેઠેલી પેલી છોકરી યાદ આવ્યા કરતી હતી.

# ૪

ઘર્ર-ઘર્ર-ઘર્ર ઘંટી ફરતી હતી અને ગૂંગી " આં... આં..." કરતીક પોતાના જ સ્વરોમાં કંઇ ગાયન આલાપવાની મથામણ કરતી હોય એવું લાગતું હતું. જ્યારથી તે આ ઘરમાં આવી છે ત્યારથી જ જાણે તેનું જીવન બદલાઈ ગયું છે. સવારમાં વહેલી ઊઠે છે અને ઘંટી દળે છે. ઠામ ઘસવાં, ઘરનું વાસીદું વાળવું, બપોરે રેંટિયો કાંતવો, સાંજ થતાં ખાટલા પાથરવા, આ બધું કામ તે કરે છે, અને આનંદથી રહે છે. તેની ક્ષીણ અને દુર્બળ દેખાતી કાયા દિવસે દિવસે પુષ્ટ થતી જાય છે અને બધાને આશ્ચર્ય થાય છે. ગૂંગી ભાગ્યશાળી તો ખરી. આટલા થોડા દિવસોમાંજ જાણે તેનું જીવન બદલાઈ ગયું છે. ગાલો ઊપર લાલી

દેખા દે છે, શરીર આખામાં યૌવન સંચાર થયો હોય એવું લાગે છે. ડાબા ગાલ ઉપરનો કાળો તલ, તેની ભૂરી આંખો તેના સૌંદર્યમાં જાણે અભિવૃદ્ધિ કરે છે.

ઘર્ં-ઘર્ં ઘર્ં ઘંટી અવાજ કરે છે અને ગૂંગી પોતાના પરિવર્તિત જીવન ઉપર વિચાર કરે છે, આ ગામમાં આવવું, રાતને વખતે હોડીમાં ફરવું, અચાનક જે ઘરમાં ગોપાલ રહેતો હતો ત્યાં જ આવી ચઢવું અને ભાગ્ય જોગે ત્યાંજ તેનું રહેવાનું થવું—આ બધું જાણે આશ્ચર્યથી ભરપૂર હોય તેમ તે વિચારી રહી.

પણ ગોપાલ! તે રાત્રિ પછી અને બીજે દિવસે જે બનાવ બની ગયો ત્યાર પછીથી તેણે વાડીઓમાં લૂંટ મચાવવાનું કાર્ય જાણે છોડી દીધું હતું. ભાભીએ કહ્યું હતું, “ગોપાલ! મારું કહેવું નહિ માને? હવેથી આ બધું છોડવું પડશે.” અને ત્યારથી ગોપાલે ડાહ્યા છોકરાની જેમ ભાભીનું કહેવું માનવું શરૂ કરી દીધું હતું. તે હવે શાળામાં નિયમિત જાય છે. છઠ્ઠા ધોરણમાં વાંચવાનું પણ ઘણું હોય છે, અને તેથી તે રાત્રે પણ મોડે સુધી વાંચે છે.

ગોપાલ ગૂંગી સાથે વધારે બોલતો નથી. તેને પોતાના જ કામથી ફુરસદ નથી મળતી અને તેથી તે મૂંગો મૂંગો પોતાનું કાર્ય કરે જાય છે. પણ ગૂંગીને ગોપાલનો આ વ્યવહાર ગમતો નથી. જે યુવકે હોડીમાં બેસાડી મોડી રાત્રે યાત્રા કરાવી અને તેની ભૂખ મટાડી તે જ યુવક આજ ઘરમાં સાથે રહે છે, છતાં તેનાથી દૂર દૂર રહેતો હોય એમ વરતે છે.

ઘરં--ઘરં-ઘરં ઘંટીનો અવાજ થાય છે અને તેનું મન વિચારે ચઢે છે તે જ દિવસની વાત તેને યાદ આવે છે. રાતના દસ વાગ્યા હતા ગોપાલ બીજા ઘરમાં, નાની દીવીના અજવાળામાં વાંચતો હતો. રાંધેબાણુ ભોજન કર્યા પછી, હુક્કો ગડગડાવી ઊંઘી ગયા હતા. ઘરના બધા માણુસો ઊંઘવાની તૈયારી કરતાં હતાં. મિશ્રાણીજી, કાબરી બિલાડી ને મારી હમણુંાંજ પોતાની પથારીમાં પડયાં હતાં અને બબડતાં હતાં, "આ હરામજાદી બિલાડી–મરતી નથી તે"–અને ભાભીએ કહ્યું હતું.

"ચંદા!" ભાભીએ ગૂંગીનું નામ ચંદા રાખ્યું હતું. તે તેને ચંદી તથા ચંદા કહીને જ બોલાવતાં.

જ્યારે ગૂંગી ઠામ ઘસીને સામે આવી ઊભી રહી ત્યારે ભાભીએ કહ્યું.

"જા. આ દૂધનો પ્યાલો, ગોપાલને આપી આવ."

દૂધનો પ્યાલો લઇ, જ્યારે ચંદા–ગૂંગી સામેના ઘરમાં આવી ત્યારે રાંધેબાણુનાં ગંભીર નસકોરાં સંભળાતાં હતાં અને ડાબી બાજુના ઓરડામાં દીવાનો મંદ પ્રકાશ બળતો હતો. ગૂંગી અંદર ગઇ.

એક ખોખા ઉપર બેઠો ગોપાલ કંઇક લખતો હતો, સામે એક બીજું ખોખું પડ્યું હતું, આજ તેનું ટેબલ. જે ખોખા ઉપર બેસતો તે તેની ખુરશી અને સામેનું ખોખું તે તેનું ટેબલ. ખોખા ઉપર થોડીક ચોપડીઓ પડી

હતી. કેટલીક ચોપડીઓ ખોખાની અંદર પડેલી હતી. ગોપાલની જમણી બાજુ એક નાની શી બારી હતી; પણ તે બારીમાંથી પ્રકાશ અંદર આવતો હતો કે અંધકાર ! તે કહેવું અત્યંત મુશ્કેલ હતું. દિવાલના ભાગમાં ઓરડો અંધારો જ રહેતો. નીચેની જમીન ગારથી લીપેલી હતી. રોજ બપોરના, જ્યારે ગોપાલ નિશાળે ગયો હોય ત્યારે ચંદા આ ઓરડામાં આવી તેની ચોપડીઓ ગોઠવી દેતી. આ પહેલાં, ભાભી આ કામ કરતાં, પણ હવે તો આ કામ ચંદાએજ ઉપાડી લીધું હતું.

જ્યારે તે અંદર ગઇ ત્યારે ગોપાલ લખવામાં એટલો બધો તલ્લીન હતો કે તેને ખબર ન પડી કે અંદર કોઇ આવ્યું છે ?

ચંદા તેના ખોખા પાસે આવી, તો પણ ગોપાલનું ધ્યાન ન તૂટ્યું.

“ ઓ...ઓ...” પોતાની ગુંગી ભાષામાં તે બોલી.

તેણે જોયું. સામે ઊભી છે ગૂંગી–હવે ચંદા. હાથમાં દૂધનો પ્યાલો છે.

“ મૂકી દે ” કહી ગોપાલ પોતાના કાર્યમાં લાગી ગયો. ચંદા હાથમાં પ્યાલો લઇ ઊભી રહી. ગોપાલ પોતાનું કાર્ય કરતો રહ્યો. અર્ધા કલાક પછી જ્યારે તેણે આંખ ઊંચી કરી ત્યારે તેણે જોયું કે ચંદા હાથમાં પ્યાલો લઇ ત્યાંની ત્યાં ઊભી છે. તેને આ જોઈ આશ્ચર્ય થયું.

ફરીથી તેણે પ્યાલો મૂકી દેવા કહ્યું.

ચંદાના હૃદયને આથી આઘાત થાય તે સ્વાભાવિક હતું. પ્યાલો ટેબલ ઉપર ધબ કરતો મૂકી દઈ તે ત્યાંથી ચાલતી થઇ. પથારીમાં આવી પડી. પણ કેમે ઊંઘ આવી નહિ. તેના હૃદયમાં જે એક વ્યથા થતી હતી તેને તે પણ સમજી શક્તી ન હતી. પણ જ્યારે જ્યારે તેની આંખો સામે પંડિત ગજાનનની મૂર્તિ આવતી અને રાતના ચાર વાગ્યા પછી હોડીમાં પંડિતજી ચઢી બેઠા હતા—તે બીના સાંભરતી ત્યારે તેનું હૃદય જાણે કે ફડફડી ઊઠતું. તે વિચારોને દબાવવા તે આમથી તેમ પથારીમાં આળોટતી અને ગોપાલનો સુંદર ચહેરો પોતાની આંખો સામે લાવી ઊંઘી જવાનો પ્રયત્ન કરતી. પણ આજે તેને ઊંઘ આવતી નથી. શિયાળાના દિવસો એટલે સખત ઠંડી પડતી હતી. અને ફાટેલી જૂની ગોદડીમાં લપેટાઇને તે પડી હતી; પણ કેમે તેને ઊંઘ આવતી ન હતી.

તે ઊઠી. ઊઠી અને ગોપાલના ઓરડામાં આવી તેણે જોયું દૂધનો પ્યાલો હજુ તેમને તેમ પડ્યો છે અને ગોપાલ કંઈક લખવામાં પ્રવૃત્ત છે. ગોપાલને બોલાવવાની તેની હિંમત ચાલી નહિ. કેટલીવાર સુધી તે ત્યાંની ત્યાં ઊભી રહી. પછી ત્યાંજ ભોંય ઉપર પડી ઊંઘી ગઇ. ન જાણે કેમ જમીન ઉપર પડતાં જ તેને ઊંઘ આવી ગઈ. તેને લાગ્યું જાણે તે કોઇ મહાન રાક્ષસના પંજામાંથી મુક્ત થઇ પોતાના પ્રિયજનના ચરણોમાં લોટી પડી છે. તે વિચારવા લાગી શા માટે આવા ભાવો, આવી લાગણીઓ તેના હૃદ-

યમાં જન્મે છે? પણ તે શું કરે? તે વિવશ હતી. અને પછી તો સખત ઠંડી હોવા છતાં, પણ તેના અંગો ઠંડીમાં ધ્રૂજતાં હોવા છતાં, ગોપાલના ચરણો પાસે તેને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ.

ગોપાલ પોતાનાજ કામમાં મસ્ત હતો, તેને ચંદા ક્યારે આવી તેની ખબર જ ન હતી જ્યારે તેની તંદ્રા ભાંગી અને તે પાણી પીવા ઊઠયો કે તુરત જ સૌથી પ્રથમ દૃષ્ટિ પડી દૂધના પ્યાલા ઉપર, અને પછી તેના ખોખા પાસેજ જમીન ઉપર સૂતેલી પેલી છોકરી ઉપર.

આ બનાવથી તે ચકિત થયો આ શું? શા માટે અહીં સૂતી છે આ? તેને પોતાના હાથથી ઉઠાડી બોલ્યો.

"છિ: ? શું આ સૂવાનું સ્થળ છે?"

બેબાકળી બની ચંદા આમ તેમ જોવા લાગી. તેની દૃષ્ટિ ગોપાલના ક્રોધથી ભરેલા ચહેરા ઉપર પડી તે સમજી.

"જા! સૂઇજા!! રાતને વખતે અહીં શુ કરે છે?" અને પછી તે પાણી પી આંગણામાં આંટા મારવા લાગ્યો. ચંદા ત્યાંથી ઊઠી સામેના ઘરમાં ચાલતી થઇ. બારણાને સાંકળ લગાડી તે પોતાની પથારીમાં આવીને પડી. તેના હૃદયના કોઇએ શતધા–કટકે કટકા કર્યા હોય તેમ તેને થવા લાગ્યું અને પછી તે પોતાની ફાટેલી ગંદી ગોદડીમાં મુખ છુપાવી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

ઘર્ર–ઘર્ર–ઘર્ર ઘંટી નો અવાજ થતો હતો અને આ

બધા વિચારો આવતાં ચંદાની આંખમાંથી દડ દડ આંસું પડતાં હતાં.

તેને પોતાના ગત જીવનના વિચારો આવવા લાગ્યા ......વનમાં અને વનની બહાર. ગામની સીમમાં અને ખેતરોમાં...વણુઝારો ચાલતી. ગધેડાં ઉપર જ જાણે તેમનું ઘર ચાલતું......જ્યારે સાવ નાની હતી ત્યારની અસ્પષ્ટ સ્મૃતિઓ તેની આંખો સામે આવવા લાગી. ગામબહાર, વડલાની ઘેરી છાયા નીચે વણુઝાર પડી હતી. વચમાં ધૂણી સળગતી હતી. આસપાસ ફાટેલા ચીંથરે હાલ સાફાઓ બાંધેલા લોકો અને સ્ત્રીઓ પડ્યાં હતાં. એકાએક તકરાર શરૂ થઈ. મારા મારી થવા લાગી અને તેના બાપાના માથામાં લાકડીનો ઘા પડયો. તે બેભાન થઇ જમીન ઉપર ઢળી પડયો. સવાર થતાં જ્યારે ભાન આવ્યું ત્યારે બોલ્યો, "એ!" અને પત્નીને ઉદ્દેશી કહ્યું, "ચાલ તૈયાર થઈ જા. ગધેડું તૈયાર કર. હમણાં જ નીકળી જઇએ. આ લોક સાથે નથી રહેવું."

તે ઊંઘતી હતી. માએ તેને જગાડી. આંખો ચોળી જોયું તો તે જ મોટું વડલાનું ઝાડ હતું. તેના સાથીદારો બધા ઊંઘતા હતા. મા, બાપ અને દીકરી ચાલી નીકળ્યાં. સવાર થતાં થતાં તો ગામ છોડી તેઓ એક દૂર જંગલમાં આવી લાગ્યાં હતાં. એ સવાર તેને આજે બરાબર યાદ આવતી હતી અને તેની માએ તેને સૂકેલો રોટલાનો કકડો આપ્યો હતો.

પણ દિવસો વીતતા ગયા તેમ ખાવાનું ખૂટતું ગયું

.....વિચાર ધારા આગળ વધી. તે દિવસે કંઇ ખાવાનું ન હતું. બાળાને ચાર દિવસથી ઉપવાસ કરવા પડ્યા હતા. માએ પણ કંઈ ખાધું ન હતું. તેની ભૂખ કેમે કરીને મટતી ન હતી.

તે રાત્રે તે ઊંઘવાનો પ્રયાસ કરતી પડી હતી. રાતના બારેક વાગ્યા હશે. એક જંગલના એક ઝાડ નીચે તેઓ પડયાં હતાં. બે રાજ પહેલાં જ ગધેડું મરી ગયું હતું. મા અને બાપ વચ્ચે કંઈ તકરાર ચાલતી હોય તેમ તેને લાગ્યું.

બાપ બોલતો હતો, "જા–પેલા સાબ પાસે જા અને કંઇ લઈ આવ."

"ના. એ મારાથી નહિ થાય."

"કેમ નહિ થાય? અહીં ભૂખે મરીએ છીએ તે જોતી નથી?"

"પણ મારાથી એ નહિ થાય."

"તો પેલાં કેમ થયું?"

"એક વખત જુવાનીમાં ભૂલ થઇ એટલે કર્યા જ કરવી?"

"તો આ છોડી શા માટે પેદા કરી?"

"તે વખતે જુવાન હતી ભૂખથી પીડાતી હતી એટલો

તમે મળ્યા એટલે તમારી સાથે ચાલી નીકળી. હવે એવું કામ મારથી નહિ થાય.'

"નહિ થાય! જોઈ નહિ હોય તો મોટી સતી સાવળંગા જા કહું છું નહિ તો ખેર નથી."

"ના મારાથી નહિ થાય."

"નહિ થાય?"

"ના."

"યાદ રાખજે તો. તારા પ્રણયનું ખૂન ન કરું તો મારું નામ નહિ."

"નહિ નહિ તમારે પગે પડું. એવું કશું કરશો નહિ..." અને તેમ કહી માતા બાપને પગે પડી.

"મર–મર રાંડ!" એમ કહી માને લાત લગાવી તે ચાલતો થયો. કયાંઈ અદસ્ય થઇ ગયો?

ત્યાર પછી તેનું શું થયું? પિતાનો વિકરાળ ચહેરો તેની આંખો સામે નાચવા લાગ્યો. પણ આ પહેલાં તો તે આમ કોઇ દિવસ વરતેલો નહિ.

......દુખના દિવસો. ગામ ગામ ખેતર ખેતર, સીમ સીમ, જંગલ જંગલ ભટકવું. એ બધી અસ્પષ્ટ સ્મૃતિઓ હતી......ખાવાનું મળતું; કોઇ દિવસ ન મળતું. માતાના દુઃખમાં દુઃખી અને સુખમાં સુખી તે રહેવા લાગી.

બહુ દુઃખ પડતું ત્યારે માતા તેને પોતાની છાતી

સરસી ચાંપી ચુંબનોથી ભરી દેતી–અને પછી રડતી રડતી કહેતી, "હું જ દોષિત છું. હું જ દોષિત છું" અને પછી ખૂબ રડતી.

......વર્ષો વીતી ગયાં–વર્ષો વહી ગયાં...તે સમજણી થઈ. તેને પોતાના શરીરનું જ્ઞાન થયું. તે હવે બાળકી નથી–તે હવે તો કિશોરી મટી યૌવનમાં પ્રવેશી છે પોતાની સુંદરતા જોઈ તેને આશ્ચર્ય થતું...

ભીખ માગવા માતા સાથે જતી ત્યારે ગામના લોકો તેની ભણી ટગર ટગર જોયા કરતા. પહેલાં તો તેને થતું મૂઆ, આ લોકો શું જોયા કરે છે ? એક દિવસ તેને ખબર પડી–તેના ઉભરાયેલા વક્ષસ્થલો ઉપર લોકોની બુભુક્ષિત દૃષ્ટિ પડે છે. મૂઆ લોકો ભલે જોતા–તેને થતું–શું ખાઈ જવાના છે.

પણ કોઈએ તેની પાસે છૂટ લેવાની ધૃષ્ટતા કરી ન હતી. તેને પૈસા મળતા, ખાવાનું મળતું. માતા, વૃદ્ધ જેવી જર્જર થઇ ગઈ હતી. ભીખ માગી, આમથી તેમ ભટકી ભટકી જાણે તે કંટાળી હતી. છતાં પોતાની પુત્રી માટે જ જાણે તે જીવતી હતી.

એક ગામડું હતું. માતા મરવાની અણીએ હતી. ગામ બહાર પીપળા નીચે તે છેલ્લા શ્વાસ લેતી હતી. તે હવે બચશે નહિ તેમ તેને લાગતું હતું. તેનું હૃદય એવું તો વિમૂઢ થઈ ગયું હતું કે તેને કંઈ સૂઝતું ન હતું. માતાના ફિક્કા

નિસ્તેજ ચહેરા પાસે પોતાનું મુખ લઈ જઇ તે બોલી "મા."

વાત્સલ્યથી ભરપૂર માતાએ તેના માથા ઉપર હાથ ફેરવ્યા. બોલી, "પાણી..."

તેને થયું-લાવ ક્યાંકથી દૂધ લઈ આવી માતાના મુખમાં રેડું. તે ઊઠી...સંધ્યા થવા આવી હતી. રસ્તામાંજ એક જાડા શેઠજી મળ્યા. તે બોલી.

"બાપુ! એક બે આના..."

"એ!" છોકરીનું સૌંદર્ય જોઇ શેઠ બોલ્યા.

"મારી મા મરવા પડી છે...બાપુ...દૂધ માટે."

"ઓહ! દૂધ...દૂધ...ખવાય દૂધ..." અને આવી દૃષ્ટિ-આવી લાલસા ભરી દૃષ્ટિ તેણે કોઇ દિવસ જોઈ ન હતી. શેઠે તેનો હાથ ખેંચી પોતાના તરફ ખેંચી.

તેણે કશી આનાકાની કરી નહિ...જાણે તેનું આ શરીરજ નથી-તેના ઉપર તેને કશો મોહ નથી એમ તેણે તેના મનથી જાણે જાહેર કર્યું...શેઠે તેના ગાલો ઉપર ચુંબન કર્યું...બે આના આપ્યા.

તે ચાલી-ચાલતાં વિચારતી હતી. તેને પોતાના શરીરની કંઇ જ પડી ન હતી. શરીર ઉપર તો અનેક અત્યાચારો થઇ ચૂક્યા છે. ગરમી ઠંડી ભૂખ તરસ...તાવ અને સરદી-એ બધું તેણે સહન કર્યું છે...આ પણ સહન કરવાનું લખ્યું છે બળ્યા નસીબમાં-તે બોલી-તેના

હૃદયમાં લજ્જા કે શરમ કશુંય ન હતું. બે આનાનું દૂધ લઈ જ્યારે તે પીપળા નીચે આવી ત્યારે—માતાનો જીવન દીપ ઓલવાઈ ગયો હતો...સૂર્યના છેલ્લા કિરણ સાથે માતાના જીવનનું છેલ્લું કિરણ જાણે અસ્ત પામ્યું. તે માતાના મૃત દેહ ઉપર ઢળી પડી...તેનું હૃદય ફાટફાટ થવા લાગ્યું...પણ હૃદય ફાટયું નહિ.

તેને કંઇ સૂઝયું નહિ...ગાંડાની જેમ તે ત્યાંથી ચાલી નીકળી. દોડતી દોડતી એ ગામ છોડી બીજે ગામ આવી. રસ્તામાં ઠોકર વાગતાં જ બેભાન થઇ પડી ગઇ.

બીજે દિવસે બપોરના બાર વાગે તેને ભાન આવ્યું.

પાછી મૂઠીવાળી તે દોડવા લાગી...એક ગામ આવ્યું. તે વટાવ્યું. આગળ વધી રાતના અગિયાર વાગતાં વાગતાં તે પેલી ઉજ્જડ નદીના ભાંગેલા પૂલ ઉપર આવી લાગી... ત્યાર પછી ?

...આ બધા વિચારો, બધી વ્યથા—હૃદયમાં ભભૂકતી આ જ્વાલાઓ તે કોને કહે ? કેમ કહે ? વિધાતાએ તો તેને ગૂંગી-મૂંગી બનાવી છે !

અને આ વિચાર આવતાં તેની આંખોમાંથી દડદડદડ આંસુ સરવા લાગ્યાં ને પીસેલા લોટમાં પડવા લાગ્યાં.

અને પછી તો ઘંટીનો અવાજ ઘર્ર ઘર્ર ઘર્ર થતો બંધ થયો અને તે ઘંટી ઉપર ઢળી પડી.

# ૫

સવારના પાંચ વાગે નિયમ મુજબ ગોપાલ જાગ્યો, પણ આજે ઘંટીનો ઘર્ર્ ઘર્ર્ અવાજ સંભળાતો નથી અને નથી સંભળાતું ગૂંગીના કંઠમાંથી નીકળતો વિચિત્ર આં... આં...આં નો અવાજ. રોજ સવારે પાંચ વાગે ઊઠે છે ત્યારે ઘંટીનો આ પરિચિત અવાજ તે સાંભળે છે; અને ઘણી વખત તો જ્યારે ઊંઘ વહેલી ઉડી જાય છે ત્યારે પથારીમાં પડ્યો પડ્યો તે ઘંટીનો ઘર્ર્ ઘર્ર્ ઘર્ર્ અવાજ સાંભળે છે. આજે મોડું થઇ ગયું છે ! ઓરડીમાંથી બહાર આવી, આકાશ ભણી દૃષ્ટિ નાખી, ના, રોજનો જ સમય છે; પણ ઘંટીનો અવાજ નથી.

નદી ઉપર નહાવા જવાનું છે. ગરમી હોય કે સરદી, નદીએ નહાવાનું તે ચૂકતો નથી. આંગણું વટાવી અંદર પડશાળમાં આવ્યો. જોયું દીવી મંદ બળતી હતી, અને ઘંટી ઉપર જ ગૂંગી-ઢળી પડી છે. તે પાસે ગયો. તેના ગાલો ઉપર આસુંનાં ટીપાં સૂકાઇ ગયાં છે. એકાએક થોડા રોજ ઉપરની રાત્રિની વાત યાદ આવતાં તેના હૃદયમાં કરુણા જાગી.

ગોપાલે તેનો હાથ પકડી જગાડતાં કહ્યું " ચંદા-ચંદા!" પણ ઓહ-હાથ તો તવાની જેમ ગરમ છે. તાવ આવ્યો છે ? એબાકળી ચંદા જાગી *" ઓહ ! " તે બોલી. " તને તાવ આવ્યો લાગે છે. ઉંઘી જા. " જાણે ગોપાલના શબ્દો તેણે સાંભળ્યા ન હોય તેમ તે ઊઠીને પાછી ઘંટી ફેરવવા લાગી. ગોપાલ નહાવા નદી તરફ ચાલતો થયો.

રાધિકાજીનું મંદિર વટાવી, જમણી બાજુની ગલીમાંથી પસાર થઈ, પીપળા નીચે આવી ટેકરા નીચે ઉતરવા લાગ્યો, ત્યાં સામે જ પંડિત ગજાનન નદીએથી સ્નાન કરી આવતા હતા અને મંન્ત્રોચ્ચાર કરતા હતા " કૃષ્ણં વંદે જગદ્‌ગુરુ " અને પછી, " શંભો, શંભો...ક્ષમા કરજે મારા બાપ. " ગોપાલને જોઈ; " ઓહ ગોપાલ ! આજે કંઈ મોડો ? "

" સ્હેજ મોડું થયું હશે " કહી તે પૂલ ઉપર આવી લાગ્યો. નદી કાંઠે ચાલી, દૂર જઈ, એક ઝાડ ઉપર ચઢી ત્યાંથી જ સ્નાન કરવા નદીમાં કૂદકો માર્યો. કોઈ દિવસ નહિ અને આજે તેને નદીનું પાણી ઠંડુ લાગ્યું. શામાટે ?

કારણુ ? શું આટલા દિવસોમાં તે નિર્બળ બન્યો છે? તેનું આજ દિન સુધીનું સ્વતંત્ર જીવન અને હમણાં હમણાંનું આ કડક નિયમિત જીવન—ભાભીના વચનોથી પ્રેરાયેલું—આ બન્નેમાં કેટલો અંતર છે ? આનું જ કારણુ છે કે તેને આજે કંડી લાગી. તે બોલી ઊઠયો. એકાએક વિચાર આવ્યો—આ બંધનો ભલે ને પ્રેમનાં હોય—તે સ્વીકારી શકશે નહિ. પ્રકૃતિ તેની માતા છે. તેમાં જ તે મસ્ત રહેશે. બાહ્ય બંધનો તે સ્વીકારશે નહિ. ફરીથી કયાંક ભાગી નીકળવાની. આસપાસનાં આ બંધનોને વિચ્છેદી કયાંક સ્વતંત્રપણે વિહરવાની તેને લાલસા જાગી. થોડે દૂર—પેલી હોડી છે—નદીનાં પાણી ધીરાં, ઘેરાં અને ગંભીર છે. લાવ દૂર દૂર નીકળી જાઉં—જ્યાં માણસોની કોઇ વસ્તી ન હોય. જ્યાં માત્ર એક હોય તે—અને આસપાસ હોય પ્રકૃતિનું સામ્રાજ્ય—વિશાળ વનરાજી ઘેરાં નિબિડ—અંધારા વન ! શા માટે આ લાલસા જાગે છે ? શું છે એવું તે પ્રકૃતિમાં જે તેને આમ ખેંચે છે...પણ ના...ભાભીનાં વચનો—ભાભીનો સ્નેહ—એ સ્નેહ તે કેમ કરીને વિસરી શકે ?

આજથી બે વર્ષ પહેલાં તે માંદો પડ્યો હતો ત્યારે તેની સેવા કોણે કરી હતી ? માતાની જેમ, ભગિનીની જેમ તેની સેવા શુશ્રૂષા કોણે કરી હતી, કોણે આંખોના અમૂલ્ય પાણી વહેવરાવી તેને સાજો કર્યો હતો ? તો પછી તે કેમ શામાટે આમ વરતે ? શામાટે આમ સ્વચ્છંદે વિહરવા ચાહે ?

સ્નાન પતાવી ગંભીર વદને તે ઘેર આવ્યો. આવ્યો

ત્યારે તેણે જોયું, ભાભી બૂમો મારી ચંદાને જગાડતાં હતાં "ઊઠને કેટલું ઊંઘવું છે? લોટ અરધો બાકી છે. આ શું? આમ સૂવાની રીત છે?" અને પછી તેના કાનો ઉપર શબ્દો પડ્યા "ઓ માં! આને તો તાવ ચઢ્યો છે."

"લે, સૂઈ જા. તાવ આવ્યો છે તને તો."

જ્યારે તે જાગી–ત્યારે તેની આંખોમાં ઘેન હતું. લથડિયાં ખાતી તે ઊઠી અને પાસે જ પડેલા ગૂણિયા ઉપર ઊંઘી ગઈ.

"ગોપાલ!"

"ભાભી."

"જા ભાઈ, તેની ગોદડી લાવી ઓઢાડી દે."

ગોપાલે, તેની ફાટેલી ગોદડી જ્યારે તેને ઓઢાડી, ત્યારે ચંદાએ પોતાની આંખો ઉઘાડી એક વિચિત્ર સ્નેહભરી, દયામણી, દૃષ્ટિથી ગોપાલ સામે જોઈ, આંખો મીચી લીધી અને પછી તે ઊંઘી ગઈ.

ગોપાલ પોતાને કામે જતો હતો ત્યારે ભાભીએ કહ્યું.

"ગોપાલ."

"જી."

"આ છોડીને તો તાવ આવ્યો છે. કાલે અગિયારસ છે."

"માજીને ઉપવાસ છે અને સત્યનારાયણની કથા કરવાની છે. પંડિતજીને ઘેર તારે જ જવું પડશે."

" ભલે. "

" તો જઇ આવીશને ? "

" અને કહેજે કે જરા આંટો મારી જાય..."

" ભલે. "

" કહેજે માજીને જરા કામ છે, તો આ બાજુ થતા જાય. "

" ભલે. "

ગોપાલ પોતાની ઓરડીમાં જઈ, લંગોટ પહેરી—એક ફાટેલી સાદડીના કટકા ઉપર બેસી ગાયત્રી મંત્ર જપવામાં લાગી ગયો.

બે ત્રણ વાર પત્નીએ બાબુ રાધેમોહનને જગાડ્યા પણ તેમની ઊંઘ કેમે કરી ઉઘડી નહિ—જ્યારે પત્ની ઉઠાડતાં ત્યારે તેમનાં નસકોરાં બંધ પડતાં—અને તે કહેતાં "ઓ... આ ઊઠયો" અને જેવાં પત્ની જતાં ત્યારે પાછા ઊંઘી જતા અને તેમનાં નસકોરાં ગતિમાન થતાં.

માતાએ પૂછ્યું " વહુ ! "

" જી. "

" રાધે ઊઠયો ! "

વહુ શાંત ઊભી રહી.

" હજીસુધી નથી ઊઠયો ? "

વધુ શાંત હતાં.

"જા, જા–ફરીથી જગાડી આવ. ક્યાં સુધી ઊંઘવું છે? કાલે મારે કથા છે. બજારમાંથી ચીજો ખરીદી લાવવાની છે."

"તમેજ જાઓને, મા...મારાથી..."

માતા પુત્રને જગાડવા જ્યારે બીજા ઘરમાં આવ્યાં ત્યારે અંદરના ઓરડામાં ગોપાલ કંઈ જોરજોરથી ગાતો હતો; અને રાઘેબાબુનાં નસકોરાં–તેના સંગીતને જાણે તાલ દેતાં હતાં.

"રાઘે! ઓ રાઘે!!"

"ઓ!" ઘુવડ જેવા ડોળા ફાડી, માતાજી સામે જોઈ, એકાએક ખાટલામાં બેસી જઈ, આળસ મરડી, બોલ્યા. "સાલો ગોપાલિયો પણ ગજબનો બદમાસ છે. ક્યારનો કહું છું કે મને જગાડજે, મને જગાડજે, પણ તેને રાગડા તાણવામાંથીજ..."

"ભલે, ભલે. ઊઠ બાપુ. બજારમાંથી..."

"હો. હો. આ ઊઠયોને...આ દાતણ કરી, મોઢું ધોયું...ને...ચહા મોકલાવ...ને આજે મિશ્રાણીએ કચોરી કરી હશે...રાત્રે ભૂખ નો'તી એટલે...આવી ક્ષણે જરા ભૂખ."

"ભલે. ભલે. તું તારે જરા જલદીથી પતાવ."

"હો. હો." કરતાક રાઘેબાબુ ઊઠયા; હાથ મોઢું વગેરે પતાવી બે લોટા પાણીથી નહાઇ સૂર્યના પ્રકાશમાં

વધુ સુંદર લાગતી પોતાની પાટ ઉપર બિરાજ્યા—ત્યારે ચહા અને એક રકાબીમાં ડઝનેક કચોરી જોઇ તેમના મુખમાં પાણી આવી ગયું.

ખાતા હતા ત્યાં જ માતાજી આવ્યાં.

" ગોપાલ ! "

" જી. "

" જાય છે ? "

" જી. આ ચાલ્યો."

" અરે ગોપાલ ! " રાઘેબાબુ બોલ્યા " મિશ્રાણીને કહે કે કચોરી જરા આકરી તળે. આવી કાચી કચોરી પેટમાં નાખી મારે પેટ દુખાડવું નથી. શું સમજ્યો જરા ગરમા ગરમ કચોરી મોકલતો—શું સમજ્યો."

" જી. "

" જી ને વી. ઉતાવળ કરની. મારે પાછું બજારે જવાનું છે તે ખબર નથી. જી, જી કરતો ઊભો છે તે."

" આ ચાલ્યો " હસતો હસતો ગોપાલ બીજા ઘરમાં આવ્યો અને બોલ્યો:

" મિશ્રાણીજી ! તમારી કચોરી પરીક્ષામાં નાપાસ થઇ છે. તળતાં તમને આવડતું નથી. કાચી. જરા બીજી બે ત્રણ ડઝન કચોરી—ઠીક ઠીક તળી મોકલાવો રાઘેબાબુ માટે."

" ઓય મા ! કેટલું ખાવું છે." ભાભી બોલ્યાં, નાસ્તામાં આટલી કચોરી ખાશે ત્યારે જમશે શું ?"

" ભાભી ! તેની ફિકર નહિ કરશો. જમવા વખતે વાંધો નહિ આવે " હસતાં હસતાં ગોપાલ બોલ્યો. અને ચાલતો થયો.

ગામમાં ગૂંગી વિષે અનેક વાતો ચાલતી. કોઈ કહેતું તે વણઝારાઓ સાથે ફરતી હતી ખરી પણ તે વણઝારાની ઓલાદ ન હતી. ઉજળા વરણના બાપની છોકરી હોય એમ લાગતું હતું. રાધિકાજીના મંદિરના પૂજારી દુલારેલાલ ચૌબે કહેતા " છિઃ તમે શું જાણો ? એ બધું હું જાણું છું હું " અને પછી અત્યંત મંદ સ્વરે શ્રોતાના કાન પાસે પોતાનું મુખ લઈ જઈ એક અત્યંત ગુપ્ત વાત કહેતા હોય તેમ ડોળ કરી કહેતા. " એ...સમજ્યાં ને...હા...પેલા... સાબ ને...તેની છોકરી.. હો...હું જાણ્યું ની શિકાર કરવા વનમેં ગયેલા. વનમાં દીઠી એક અપ્સરા જેવી છોડી. ઉપાડી. પછી પૂછવું શું ? હાં...રાધિકાજીના સમ. ખોટું બોલું કે ?" અને પછી ભાંગનો લોટો પોતાના મુખમાં રેડી બોલે, " જય વિજ્યા ! જય વિજ્યા ! અને જોજે આ વાત કોઇને કે'તો નહિ–શું સમજ્યો ?"

જ્યારે ગૂંગી ગામમાં કંઈ પણ કામ પ્રસંગે જતી. ત્યારે લોકો તેની સામે અનિમિષ દૃષ્ટિએ જોઈ રહેતા. લોકોને થતું–માળી હલકા વર્ણની પણ કેવી ભાગ્યશાળી બે દિવસ તો ગામમાં આવ્યા થયા નથી અને રૂપ તો જુઓ–જવાની

તો જાણે છલકાતી જાય દેખું......હોવે ! કોઈ તેની પીઠ પાછળ હસતું તો કોઈ કંઈક બોલતું. આ બધું ચંદાને હવે ગમતું નહિ. ગામમાં–બજારમાં કામ માટે જવું પણ તેને ભારે થઈ પડતું. પહેલાં જ્યારે તે માતા સામે ગામ ગામ રખડતી અને ભીખ માગતી ત્યારે તો તેને આમ લાગેલું નહિ. લોકોની વિષમય દૃષ્ટિથી તેને લજ્જા આવતી નહિ. લોકોના ગંદા ઈશારાથી જાણે તેને કંઈ જ લાગતું નહિ, નિર્વિકાર, નિરહંકાર ને નિષ્ફિકર અને બેપરવાહ થઈ ફરતી–પણ હવે ? એક કટાક્ષ, એક ખરાબ દૃષ્ટિ, એક અજાણ્યું હાસ્ય–આ બધું તેને તીરની જેમ ભોંકાય છે. આ બધું તેના અંતરને ચીરી નાખે છે. પણ ગામને મોઢે ઓછો ડૂચો દેવાય છે ?

બપોરને વખતે, જમ્યા પછી, આંગણામાં, તડકામાં બેસી રેંટિયા કાંતતી ગામની સ્ત્રીઓ પણ ગૂંગી વિષે અલખ મલખની વાતો કરે છે. સ્ત્રીઓની આંખો તો રવિ ન પહોંચે તેને સ્થળે પણ પહોંચી જાય છે. તે દિવસે રાધુની મા બોલી:

"ઓ નત્થૂની કાકી ! શું કરો છો ?"

"ઓ ! રાધુની મા કે ! આ રેંટિયો કાંતુ છું."

"અહીં જ આવો ને !"

"આવી...અ."

બીજી બે ચાર સ્ત્રીઓ આવી અને રેંટિયા કંતાવા લાગ્યા અને સાથે સાથે વાતો પણ.

"નત્થૂની કાકી ! સાંભળ્યું ?"

"શું ?"

"ઓ મારી મા ! તમે પણ કંઈ ભોળાં, કંઈ ભોળાં..."

"પણ છે શું વાત !"

"વાત શું હોય ?

"પણ વળી શું ? એ તો પેલી રાઘેબાબુની પેલી કામ કરવા વાળી આવેલી..."

"હા–તે."

"તે શું બાઈ ! એવી હસે, એવી હસે...!"

"હા...અ ?"

"પેટ પકડીને હસે ને કે ઓ માડી ! પાંચ ને છ મહિના પછી જો ખબર ન પડે–તો મારૂં નામની."

"શું પણ ? શાની ખબર ?"

"તું તો ભારે ભોળી બાઈ !"

"તારે કહેવું છે કે આમ ગલ્લાંતલ્લાં જ કરવાં છે."

"ધીમે ભસની ધીમે...આ પેલી ગૂંગી સ્તો !"

"છે શું તેનું !"

"તારી તો આંખો છે કે ?"

"તે આંખો નથી તો શું કોડા છે" નત્થૂની મા એ છીકણીને નાકમાં ચઢાવીને કહ્યું:

"હા કોડા!" રાધુની મા બોલ્યાં અને પછી આંખો મટકાવી કહ્યું:

"એ નત્થૂની માં! જોતી નથી બાઈ–છોડી કેવી દિવસે દિવસે ફૂલતી જાય છે તે? આવી ત્યારે હાડકાં ચામડાં હતાં–અને આ બે અઢી મહિનામાં તો–જાણે મહારાણી બની ને ફરે છે તો."

"ન કેમ ફરે. રાઘેબાબુનું ઘર કંઈ જેવું તેવું છે. એ તો રાઘેબાબુના બાપ નથી–નહિ તો કંઈ જેવું તેવું ઘર છે!"

"છે રતો! એમાં કાંઈ ના કહેવાય? ભારે જ તો ગોપાલ જેવો શેતાન છોકરો ઘરમાં ઘાલ્યો છે–ગૂંગી જેવી ગામનો ઉતાર–ઠામ વાસણ ઘસવા માટે..."

"તું તો ભારે ફાટક બોલી બાઈ."

"હાસ્તો! આપણે તો જે મનમાં તે જીભ ઉપર."

આ બધી વાતો એવી રીતે ચાલતી હતી કે જાણે અન્ય શ્રોતાજન હોય જ નહિ. બીજી બે ત્રણ સ્ત્રીઓ રેંટિયો કાંતતી કાંતતી મંદ મંદ હસી લેતી અને વાતો સાંભળતી.

નંદુ–વિધવા બામણી–પાસેના જ ઓરડામાં રહેતી હતી. તે પણ રેંટિયો કાંતવા આવતી. તેનાથી આ સહન ન થયું. તે વચમાં બોલી ઊઠી.

"હા. હા...જે મનમાં તે જીભ ઉપર...પણ તમે જોયા જાણ્યા વગર શા માટે કોઈના ઉપર..."

"હો હો...તને કંઈ બહુ પેટમાં બળતું લાગે મારી બાઈ! તો જાની ત્યાં..."

"મારે જ્યાં જવું હશે ત્યાં જઈશ. તેમાં તમારા પેટમાં બળવાની કંઈ જરૂરત નથી માસી. પણ ગોપાલ–શેતાન અને ગૂંગી...ગામનો–ઉતાર–આપણે કેવાં છીએ તે તો કહે."

"એ નંદુ! જો મોઢું સંભાળીને બોલજે નહિ તો જોવા જેવી થઈ જશે. હા. કહી દઉં. તને બહુ પેટમાં બળતું હોય તો..."

"મને પેટમાં બળતું હોય એમાં તમને શું? પણ કોઈનું..."

અને આ વાત પ્રચંડ સ્વરૂપ પકડે ત્યાં તો જાડા પંડિત ગજાનનના પુનિત પગલાંથી શાંત પામી.

રાઘુની માં...હે...હે...હે પંડિતજી બોલ્યા. "જરા એક આનાનું સૂતર આપશો કે...આ તો જાણે જનોઈ બનાવવી છે તે મેં કીધું લાવ–આ બાજુ જાઉં છું તો હાથોહાથ લઈ આવું...એ તો...હેં...હેં...હેં..."

"કહેવડાવ્યું હોત તો હું પોતે જ આવી જાત...તમે શા માટે" રાઘુની માં બોલ્યાં–અને અને એમના અવાજમાં એવો તો ઠપકાનો સ્વર હતો કે નંદુ તો શું–પણ ત્યાં રેંટિયા કાંતતી એકે એક સ્ત્રી સમજ્યા વિના ન રહી શકી.

"હં...હં...હં...એમાં શું ! તમે તો આવો છો જ ને...આ તો મને થયું...લાવ હું જ ભલે તે લઇ આવું... કાલે અગિયારસ...ક્યાંક કામ પડી જાય..."

"હ્યો તો..." અને ક્રોધમાં તેણે એક આનાની સૂતરની આંટી પંડિતજી તરફ ફગાવી. અને તે ઉપાડી. "હં...હં... હં..." કરતા પંડિતજી ઘર તરફ પ્રયાણ કરી ગયા.

તેમનાં જતાં જ, નંદુએ કહ્યું: "બિચારા ! ભલા માણુસ !! સૂતર માટે આટલે ચાલીને આવવું પડ્યું."

"તને શાનું પેટ બળે છે તે ? ગોપાલ–ગૂંગી–તેમની વાત આવતાં તો સળગી ઊઠે છે."

"ઓય માં ! સળગી ઊઠું છું તો તમે પાણી લઈ ઠારવા કેમ નથી આવતાં." અને તેમ કહી તે પેટ પકડીને હસવા લાગી.

આ બાજુ જ્યારે ગોપાલ, પંડિત ગજાનનને ઘેર પહોંચ્યો ત્યારે સતી શાક સમારતી હતી. તેને આવતો જોઇ સતી બોલી:

"ઓહ ! આવો ! હમણાં હમણાં તો કાંઇ દેખાતો જ નથી ને. જીજીને સાવ ભૂલી ગયો હોય એમ લાગે છે."

સતીને પ્રણામ કરી ગોપાલ હસતો હસતો બોલ્યો.

"હા જીજી. હમણાં હું બધું જ ભૂલી ગયો છું."

"એમ કે. એવું ઘરમાં કોણ આવ્યું છે જેણે જીજીને પણ ભુલાવી દીધી ભાઇ."

"જીજી. મશ્કરી કરો છો?"

"ના મશ્કરી નથી કરતી. પહેલાં તો તું જીજીને ભૂલતો નહિ. જીજીના હાથની મીઠી રસોઈ ખાવામાં તને મઝા પડતી. હવે બધું ભૂલાઈ ગયું?"

"જીજી વાંચવામાં પડયો છું."

"પહેલાં ક્યાં વાંચવાનું ન હતું."

"જીજી છઠ્ઠું ધોરણ છે. વાંચવાનો પાર નથી. તેમાં વળી અ, બ, ક, ત્રિકોણ–અને એવી એવી અનેક મગજ દુખવી નાખે એવી ચીજો આ ભેજામાં ભરવાની હોય છે તેથી મગજને બીજું કંઇ યાદ રહેતું નથી."

"તો મૂકી દે એવું બધું વાંચવાનું ભાઈ. આપણા બાપ દાદા ક્યાં ભણ્યા હતા. આપણે તો કહેવાઇએ બામણ. ગાયત્રીનો મંત્ર આવડે, શરીર ઉપર જનોઈ હોય–થોડુંક વાંચતા આવડતુ હોય–પછી માણસોને છેતરવાની કળામાં તો આપણને..."

"જીજી એવું બોલશો નહિ. આપણા બાપદાદાની વાતો કરશો નહિ. આપણા બાપદાદા જેટલું જાણતા હતા તેનો શતાંશ શું પણ સહસ્રાંશ ભાગ આપણે જાણતા હોત......"

"ખરું હશે ભાઈ એ જૂના જમાનામાં; પણ હું તો મારાજ બાપદાદાની વાત કરું છું."

"એ હશે જીજી, પણ તેથી આપણા મહર્ષિઓને આમ.....?"

"ભૂલી ભૂલી. લે બેસ." અને એ એમ કહી જીજીએ એક આસન પાથરી દીધું, અને ગોપાલને તેના ઉપર બેસાડી બોલી, "લે, શું ખાઇશ. બોલ."

"જીજી, હમણાં જ પતાવીને આવ્યો એટલે......"

"બસ તારી તો વાતજ ન્યારી......થોડુંક ખાઇશ તો પેટ નહિ ફાટી જાય."

"પણ જીજી હમણાં જ ભાભીએ કચોરી......"

"તો એમ કહેને કે ભાભીના હાથની કચોરી જીજીની સૂકી રોટલી કરતાં વધારે ભાવે છે.

"છિ: છિ: શું બોલ્યાં જીજી. તમારા હાથની અનેક વાનીઓ મેં ખાધી છે જીજી. એવું ખોટું બોલી પાપ ન કરશો. વળી કચોરી તો મિશ્રાણીજીએ......"

"પણ પીરસી હતી કોણે, એ તો કહે ભાઇ."

"ઓ! એમકે?"

"હાસ્તો. લે. એમ નહિ ચાલે. આજે સવારે નાસ્તા માટે પૂરી કરેલી. તું ઠીક આવી લાગ્યો. ખાધા વગર નહિ ચાલે."

અને તેમ કહી, એક રકાબીમાં થોડી પૂરી અને અથાણું લાવી જ્યારે સતીએ સામે મૂકયાં ત્યારે ગોપાલ ના પાડી શકયો નહિ.

"ખાવું જ પડશે જીજી?"

"ના. ફેંકી દેવું પડશે."

"ભલે તો હવે ઉદરમાં ફેંકે પાર છે." અને તેમ કહી તે ખાવા લાગ્યો.

ખાદીની જાડી શાલ ઓઢી સતી લીમડા નીચે બેઠી, એ અજબ તૃપ્તિ અનુભવ કરતી, ગોપાલ સામુ જોતી શાક સમારતી રહી.

આ સતી છે. તેનાથી એક વર્ષ જ મોટી છે. કેટલો સ્નેહ તેના ઉપર રાખે છે?

પંડિત ગજાનનની આ ત્રીજી વારની પત્ની. પચાસ વર્ષ વટાવીને વન પ્રવેશ કરેલો હોવા છતાં તેમની વાસના મટી નથી, તેથી જ તો રૂપરૂપનો અંબાર–આ સતી મા ને તે ઘરમાં લઇ આવ્યો છે. પણ સતી પિતા જેવા લાગતા પતિને પતિ તરીકે સ્વીકારી શકી નહિ. તે આર્ય સ્ત્રી છે એટલે જેની સાથે તે પરણી તે લોક વ્યવહારે પતિ તો ખરા જ વ્યવહારમાં–બાહ્ય વ્યવહારમાં–લોકવ્યવહારમાં તો પંડિત ગજાનન તેના પતિ હતા જ–અને તે પણ તેને પતિ તરિકે સ્વીકારતી, તેના ઘરમાં આવી તેનું ઘર ચલાવતી, બન્ને વખત રાંધી પતિને જમાડતી, ઘરનાં ઠામ ઘસતી, ઘરનું વાસીદું વાળતી–ઘરનું બધું જ કામ કરતી; પણ પહેલી જ રાત્રે તેણે પોતાની પથારી બીજા ઓરડામાં કરાવી હતી. ઘરના આંગણાને ફરતા ત્રણ ઓરડા હતા. એક રસોડું બે સુવાના અને પ્રવેશદ્વાર પાસેના ઓરડામાં પંડિતજી બેસતા, લોકો સાથે ગપ્પાં મારતાં. પહેલી જ રાત્રે જ્યારે

પત્નીએ બીજા ઓરડામાં સુવાનો નિશ્ચય કરી પતિને પૂછયા વગર પથારી કરી ત્યારે પતિના ક્રોધનો પારો ચઢી ગયો. તે ઘણું બોલ્યા અને ધમકીઓ આપી, પણ પત્નીએ કશો જ ઉત્તર ન આપ્યો. પતિ પોતાના ઓરડામાં ગયા, તેમના પગ દાબી જ્યારે, સતી ઊઠી ત્યારે, હાથ પકડી પતિએ કહ્યું "આમ કેટલા દિવસ ચાલશે ? તું મ્હારી પત્ની, પતિનું કહેવું માનવું, પત્નીનો ધર્મ નથી ?"

આનો જવાબ પણ તેણે આપ્યો નહિ; ઊઠી ચાલવા લાગી.

જ્યારે પતિએ ફરીથી તેનો હાથ પકડી તેને ખેંચી ત્યારે તે બોલી:

"શરીર ઉપર બળાત્કાર કરવો હોય તો છૂટ છે. તમે ઉમરે મ્હારા......" વધુ તે બોલી નહિ. પછી બોલી, મારાથી એ નહિ થાય. તમે શા માટે મને પરણીને લાવ્યા ? શાસ્ત્ર ગમે તે કહે... હું પરણી છું એટલે તમારૂં ઘર ચલાવવા તૈયાર છું... પણ મારા મત ઉપર તમારો અધિકાર નથી. મને બળજબરીથી..." અને સતીના મુખનો ભાવ જોઈ પંડિતજી હેબતાઈ ગયા. સતીનો હાથ પોતાની જ મેળે તેમના હાથમાંથી સરી જાય છે તેવું તેમને ભાન થયું અને તે એક શબ્દ પણ બોલી શકયા નહિ. અને પછી પત્ની પાણીનો લોટો દાતણ વગેરે બધું મૂકી બીજા ઓરડામાં ચાલતી થઇ ત્યારે પંડિત ગજાનને એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને બોલ્યા. "શંભો ! જે કરે તે ખરી" અને પછી વધ્યા "જોઉં છું દીકરી કેટલા દિવસ આમ કરે છે તે."

પણ પંડિતજીએ જોયું કે પત્ની તેના માટે બધી જ કાળજી રાખે છે. સવારમાં વહેલી ઊઠી ઘંટી દળે છે, સવારનું વાસીદું વાળી. પૂજા વગેરેનો સામાન તૈયાર કરે છે. સવારમાં કંઈ નાસ્તો કરાવીને જ તેને બહાર મોકલે છે, પાછો ફરે છે ત્યાં ખાવાનું તૈયાર હોય છે. બપોર થાય ત્યારે ઘરનું બીજું કામ કરે છે. સાંજના પણ તે કામ વગર બેસતી નથી. તેનું અપૂર્વ સૌંદર્ય ઘરને ખૂણે ખૂણે દીપી ઊઠે છે; પણ પણ... તે તો વજ્ર જેવી કઠોર છે. તેના નિયમમાં તે દૃઢ છે, તેણે પોતાની આસપાસ એવી તો એક ઇન્દ્રજાળ રચી છે કે જેમાંથી છટકી તેને પ્રાપ્ત કરવી અસંભવ જેવુ લાગે છે. ઘણી રાત્રીઓ તેણે ઊંઘ્યા વગર પસાર કરી છે, ઘણી વખત સતીને પોતાના તરફ ખેંચવાનો પ્રયાસ કર્યો છે પણ વ્યર્થ. તેની આ કઠોર સંયમશીલતા જોઇ તે આશ્ચર્ય પામે છે.

વિચારે છે–શા માટે તેણે આ ઉમરે પ્રભુતામાં પગલાં માંડયા હશે ? શા માટે ન માંડે ? બીજા કયાં નથી કરતા ? સાઠ સાઠ વર્ષના ઘરડા ડોસાઓ નવ વર્ષની કન્યા પરણે છે તો તેણે શું પાપ કર્યું છે ?......અને પછી પંડિતજીને રાધુની મા યાદ આવતી–પરણવા પહેલાંની તેની સાથેની પ્રણયગોષ્ટી યાદ આવતી. તે દિવસ રાત્રે મળેલી ગૂંગી યાદ આવતી–પણ બધું વ્યર્થ.

રાધુની માએ તો કહ્યું પણ હતું " મૂઈ હું વિધવા છું તેથી શું ? બેસાડી લ્યોની ઘરમાં ? " અને તેણે હસીને કહ્યું હતું : બામણનું નામ ડૂબાડું ? શું બોલી રાધુની મા,

હું ગામનો બામણ—બધે પૂંજાઉ—ઠાકુર સાબને ત્યાં મારું નામ—દૂર દૂરના લોકો મારી પંડિતાઇના વખાણ કરે—યજ્ઞ જાગમાં મને બોલાવે ને દક્ષિણા આપે—ને હું હું આવું કામ કરું ?"

"તો પછી, છાના છાના મારે ઘેર શા માટે આવો છો ?" એક કટાક્ષ કરી રાધુની માએ કહ્યું હતું.

"તું તો મારી મશ્કરી કરે છે, રાધુની મા. એ તો જાણે રાધુની મા—ઓછો કહેવાય પ્રેમ—શું સમજી. પ્રેમમાં બધું ચાલે."

"પ્રેમમાં બધું ચાલે તો પરણવાનું કેમ ની ચાલે ?"

"હં...હં...હં. એ તો સમાજ."

"સમાજ ! વાહરે ! સમાજ કહેતાંય શરમ નથી આવતી. આવા પોચા દિલના છો. કાલથી મારે ઘેર આવતા નહિ."

"ઓહ ! તું તો રિસાઈ ગઇને ?" પંડિતજીએ રાધુની માનો હાથ પકડી, તેને રીઝવવા પ્રયાસ કરતાં કહ્યું.

"જાઓ, જાઓ, શરમાતા નથી. આવડા મોટા થઇને હજી પણ."

"લે, લે હવે. મોટો થયો છે દેહ, મનખું તો એવું ને એવું જુવાન છે રાધુની મા." હા. તેણે આંખો મીચી કહ્યું "હં. હં. હં. સાચુ કહું છુ રાધુની મા"

"છિઃ જાઓ ઘરમાંથી" પાસે આવી તે બોલી.

અને આ વાર્તાલાપ પછી—એ માસે તો રૂમઝૂમ રૂમઝૂમ કરતી સતીને પરણી, પંડિત ગજાનન જ્યારે ગામમાં આવ્યા, ત્યારે રાધુની માં સાશ્ચર્ય જોતી રહી. માળો પંડિત જબરો ખરો. બસો રૂપિયા આપીને બૈરી લઈ આવ્યો ખરો. અને તેથી જ તો રાધુની મા સતી થઈ બળ્યા કરતી હતી. નંદુએ સાચેજ કહ્યું હતું "રાધુની માં! પારકાની પંચાત શા માટે કરો છો? ગોપાલ—ગૂંગી ગોપાલ—ગૂંગી બોલતાં શરમે નથી આવતી."

ગોપાલે જ્યારે ખાઇ લીધું ત્યારે સતી બોલી: ઊભા રહો પાન બનાવી દઉં."

"જીજી—પાન......"

"ના પાન વગર નહિ ચાલે. કાલે કથા છે એમ જ કહેવા આવ્યા હતાને?"

"તમે તો મારા મનની બધીય વાત જાણો છો ને જી જી."

"કેમ ન જાણું? ભાઈની વાત બહેન નહિ જાણે તો બીજું જાણશે કોણ? પણ ગોપાલ કાલે સાંજના જમવાનું અહીં જ છે."

ગોપાલ જાણતો હતો કે આના કાની કરવામાં માલ નથી. તેથી તેણે કહ્યું "ભલે."

સાંજના ચંદાનો તાવ વધી ગયો.

ભાભીએ કહ્યું:

"ગોપાલ !"

"જી."

"જા ભાઈ, દવાખાનેથી દવા લઈ આવ."

"જાઉં"

દવાખાનેથી દવા લાવી જ્યારે ગોપાલ ચંદાને દવા પાવા લાગ્યો ત્યારે તેણે દવા પીનાર તરફ એક કૃતજ્ઞતા સૂચક દૃષ્ટિ ફેંકી. ગોપાલે જોયું–એ દૃષ્ટિમાં કેટલી કાયરતા છે? તેમાં કેટલી દયા યાચના છે? તેમાં હૃદયની કેવી વ્યથા છુપાયેલી પડી છે? આજ દિન સુધી ગોપાલ આ દૃષ્ટિ સમજી શકયો નહતો. એ દૃષ્ટિ જાણે તેને પોતાના તરફ ખેંચતી હતી. શું હતું એ દૃષ્ટિમાં કે તે પોતે પણ તેના તરફ ખેંચાતો હતો.

તેણે પોતાનો હાથ તેના કપાળ ઉપર મૂકયો. ધાણી ફૂટે એટલો તાવ હતો. તે એક ક્ષણ ત્યાં ઊભો રહ્યો અને તેનું માથું દબાવતો રહ્યો. સંતોષ અને આનંદની વિચિત્ર ભાવનામાં ડોલતી ગૂંગી તેમની તેમ પડી રહી. તેણે પોતાની આંખો મીચી લીધી.

જ્યારે ભાભી દૂધ લઈ આવ્યાં ત્યારે તે ત્યાં જ ઊભો હતો.

"લે. પી લે દૂધ." ભાભીએ કહ્યું.

"આં, આં," કહી તેણે સૂચવ્યું તેને ભૂખ નથી.

"ભલે ભૂખ ન હોય. આટલું પી જા."

ગૂંગી દૂધ પી ગઈ. ગોપાલ ત્યાંથી પોતાના ઓરડા તરફ ચાલતો થયો.

બીજે દિવસે અગિયારસ હતી. ઘરમાં ધમાલ હતી. કેળના સ્તંભો આવ્યા હતા. બાજોટ આસપાસ તે ગોઠવવામાં આવ્યા. સોપારી, પાન, અક્ષત–ધૂપ દીપ–નૈવેદ્ય બધું તૈયાર થતું હતું. નિમંત્રણ મોકલાઇ ગયાં હતાં.

" ભાભી " ગોપાલે કહ્યું.

" હાં ભાઈ. "

" જીજીએ જમવા આવવાનું કહ્યું છે. ના પાડી શક્યો નહિ. જઇ આવું ને ? "

" ભલે. અહીં હવે કંઈ કામ નથી. બધું તૈયાર છે."

આજે પંડિત ગજાનન ઘણાજ આનંદમાં હતા. નાયી પાસે ક્ષૌર કર્મ કરાવી, ચોટલી ઠીક કરી, બેચાર વાર કાચમાં મુખ જોઇ, માથે પાઘડું મૂકી, પગમાં પાવડી પહેરી બગલમાં પૂજા કરવાનાં જૂના થોથાં દબાવી, જ્યારે પંડિત ગજાનન ઘર બહાર નીકળ્યા ત્યારે તેમનું મુખ મલક મલક થતું હતું. ઘરના લીમડાનાં પાંદડાં અને ઘર બહાર પીપળાનાં પાંદડાં પંડિતજીની મનોદશા જોઈ હસતાં હતાં.

લીમડાનાં પાદડાં કહેતાં હતાં " હં...હં...ચાલ્યા છે બની ઠની ને."

" તેમ ન જાય. એ તો હું જાણું છું ને બધું. " પીપળાનાં પાન કહેતાં હતાં.

"ઓહ ! તમે ન જાણો તો બીજું કોણ જાણે. નદીનો કાંઠે કાંઠો તમારાથી પરિચિત છે ભાઈ. તમે તો બહાર ઊભા ઊભા નદીની આ પારથી પેલે પાર સુધી દૃષ્ટિ ફેંકો છો ને ?"

"હા તેથી જ તો કહું છું."

અને ખરેખર પંડિતજી ખૂબ રાજી હતા. પેલી છોકરી યાદ આવતી હતી. આજ ઘણા દિવસથી દેખાણી નથી. ઘણા દિવસથી રાઘેબાબુને ત્યાં જવાયું નથી; અને જ્યારે જ્યારે ગયા છે ત્યારે ત્યારે પેલી હરામખોર છોકરી સામે જ આવતી નથી. આજે તો ઘરમાં દોડાદોડ હશે. આમથી તેમ દોડતી હશે, કામ કરતી હશે. હું પણ આ માગીશ ને તે માગીશ...સાંભળ્યું છે હમણાં હમણાં તો ગજબની...

"કેમ પંડિત ક્યાં ચાયલા ?" રાધિકાજીના મંદિરના પૂજારીએ પૂછ્યું.

"હં...હં...હં...જરા કથા કરવા જાઉં છું ભાઈ."

"ક્યાં ?"

"એ તો...આ આપણા પેલા રાઘેબાબુ..."

"ગૂંગી વાળા રાઘે બાબુને."

"હં...હં...હં...એ તો એજ......હં. જે જે." કહી તેમણે ચાલવા માંડયું.

જ્યારે અંદર ઘરમાં પ્રવેશ્યા તો પડખેના અંધારા ઓરડામાંથી કોઇ ક્રંદન કરતું હોય તેવો સ્વર કાને પડયો.

"કોણ ?" પંડિતજીથી બોલાઇ ગયું.

"કોણ"નો અવાજ સાંભળી માતાજી બોલ્યાં.

"ઓહ ! આવો આવો."

આવ્યો. હેં. હેં. માતાજી જી. જી."

"પધારો. પધારો."

હાથ મુખ પ્રક્ષાલન કરી, પાટલા ઉપર બિરાજી પોતાના ચિર પરિચિત સ્વરમાં—જે સ્વરમાં ગાયનના સૂરો મિશ્રિત હતા—તે બોલ્યા.

"પાણીનો પ્યાલો લાવજો...ઓ..." અને પછી તેમની દૃષ્ટિ પાણી લાવનાર તરફ ફરવા લાગી. જ્યારે તે દૃષ્ટિ નિરાશાને પ્રાપ્ત થઇ ત્યારે તેમણે ફરીથી તેવાજ અર્ધ ગદ્ય અર્ધ પદ્યમાં કહ્યુ.

"આ રકાબીમાં થોડા ચોખા લાવજો...ઓ..."

છતાંએ જ્યારે દૃષ્ટિ નિરાશ થઇ ત્યારે ક્રોધયુક્ત સ્વરે ફરીથી બોલ્યા—અને એ સ્વરો પંચમ સ્વરે પહોંચ્યા હતા.

"અને...સાથે સાથે...આ રકાબીમાં થોડાં વધુ સોપારી લાવજો...ઓ..."

અને તે વખતે પણ ઘૂંઘટો કાઢેલાં રાધેબાબુના જ પત્ની આવ્યાં ત્યારે તેમને થયું કે દ્વારમાં પગ મૂકતાં જ જે ક્રંદન ધ્વનિ શ્રવણ પથે અડકીને ઊભી રહી હતી—તે ક્રંદન ધ્વનિને, પોતાના હૃદયમાં જેને જોવાની અત્યંત અભિલાષા

છે તેવી—પેલી ગૂંગી સાથે કંઈ પણ સંબંધ હોવો જોઈએ તેમાં તલ ભાર શંકાને સ્થાન નથી અર્થાત્ જે કહેવાય છે તે—ગૂંગી—કહેતાં ચંદા કહેતાં પોતાના હૃદયમાં બિરાજેલી... હં...હં...હં માંદી હોવી ઘટે છે.

પછી પૂજા વિધિ પ્રારંભ થતાં તેઓએ પોતાના બુલંદ સ્વરોમાં લલકારવું શરૂ કર્યું.

**"श्री सत्यनारायणं देवं शीर्वं चक्र गदाधरं..."** જે કહેવાય છે તે...શંખ ચક્ર ગદાને ધારણ કરવાવાળા સત્યનારાયણદેવ—જે કહેવાય છે તે...બધી વ્યથાને હણનારા—સત્યનારાયણદેવને નમું છું...આ સ્થળે પૈસો મૂકો. ચોખા—કહેતાં અક્ષત છાંટો, કંકુનો ચાંદલો કરો... પૈસો મૂકો... આ પ્રમાણે પૂજા ચાલી... અને પછી.

"**नैमिषारण्ये... सूत...**" જે કહેવાય છે તે એક વખત... નૈમિષારણ્યમાં... શૌનકાદિ ઋષિઓ...જે કહેવાય છે તે નારદમુનિ ભમતા ભમતા... ત્યાં પહોંચ્યા. ઈત્યાદિ.

આજ વખતે ગોપાલ સતીને ઘેર બેઠો હતો અને ચૂલાની લાલ જ્વાલાઓના પ્રકાશથી દૈદિપ્યમાન સતીનું મુખ જોતો હતો અને વિચારતો હતો. આ છે જીજી—સ્નેહ રસથી ભરપૂર. તેને પોતાના સ્નેહથી, વાત્સલ્યથી નહવરાવે છે. સતી—કેટલું મીઠું નામ છે? દક્ષરાજાની પુત્રીનું નામ પણ સતી હતું ને! અને તે જ સતીએ જેણે પતિનું અપમાન થતાં પિતા દક્ષના યજ્ઞમાં પોતાની જાતનું બલિદાન આપ્યું હતું. તે સતીમાં અને આ સતીમાં કંઈ ફેર

છે ? ના, ના. યુગ યુગમાં આવી સતીઓ આપણે ત્યાં જનમે છે અને આપણાં ઘરો, આપણાં આંગણાં, આપણાં ગ્રામો, આપણા સમાજને ઉજ્જવલ બનાવે છે. પોતાના સ્નેહથી અમ જેવા પામરોને સજીવન કરે છે. તે બેઠો બેઠો સતીનું મુખ નિહારતો હતો.

"શું જુઓ છો ?" સતીએ પૂછ્યું.

"તમારું મુખ જીજી."

"જોવા જેવું છે કંઇ !"

"હા."

"શું ?"

"તમારો સ્નેહ, તમારું વાત્સલ્ય."

"તું તો આવો વાચાળ કોઇ દિવસ ન હતો ભાઈ. આજે આ વાચાળતા ક્યાંથી પ્રકટી ?"

"મૂંગા લોકો પણ, જીજી, કોઇ કોઇ વખત વાચા પામે છે. અને તે તમ જેવી સતીઓના પ્રતાપે."

"બહુ વખાણ કરશો નહિ ભાઈ. હું કેવી છું તે તો હું જ જાણું છું."

"હા જીજી. અને તે હું પણ જાણું છું."

"શું જાણો છો કહો જોઇએ ?"

"બે નામથી બોલાવવાની આવશ્યકતા નથી જીજી. હું તો નાનો ભાઇ છું."

"ભલે ભલે, પણ શું જાણો છો તે તો કહો !"

"કોઈ દિવસ કહીશ જીજી. આજે નહિ: ત્યારે સાંભળશો ને મારી વાત ?"

"જરૂર. જરૂર સાંભળીશ. કેમ નહિ સાંભળુ ભાઇ."

"જીજી !"

"હાં !"

"દક્ષરાજાની પુત્રી સતીની વાત યાદ છે ?"

"હા. કેમ ?"

"ના અમસ્તો જ પૂછતો હતો."

"ના અમસ્તા નથી પૂછતા. કારણુથી પૂછો છો. કદાચ કહેવા માગતા હશો કે ક્યાં પેલી સતી–પતિને માટે મૃત્યુને ભેટ કરવાવાળી અને ક્યાં આ..."

"છિઃ છિઃ જીજી. એવું બોલી મને પાપમાં નાખશો નહિ."

"ના ખરું જ કહું છું ભાઈ. મારી સરખામણી કરવા જ તમે દક્ષપુત્રીનું નામ લીધું છે."

"હા જીજી. એ વાત ખરી. હું તમારી સરખામણી કરતો હતો ખરો; પણ આ સતી અને દક્ષપુત્રી સતીમાં અને કંઇ......"

"રામ રામ–એવું જૂઠું..."

"સત્ય કહું છું જીજી. જ્યારથી તમે આ ઘરમાં આવ્યાં છો ત્યારથી, જાણે આ આખું ઘર ફરી ગયું છે. તમારા આવવા પહેલાંનું આ ઘર જોયું છે અને તમારા આવવા પછી પણ જોયું છે અને જોઉં છું. જે સેવા, જે શુશ્રૂષા......"

"બહુ થયું, બહુ થયું... મૂંગાને પણ આવી વાચા ન પ્રગટો... આવી વાતો કરી મને તમે..."

"ઠીક જીજી. મૂંગો માણસ હવે મૂંગો બને છે." અને તેમ કહી તે ચૂપ થઇ ગયો.

રસોઇ તૈયાર થઇ ચૂકી હતી. સતીએ ભાઈ માટે થાળી પીરસી અને બોલી:

"મૂંગા મૂંગા જ બેસી જાઓ. હવે બોલવાને કંઇ કામ નથી."

મૂંગો મૂંગો જ ગોપાલ ખાવા બેઠો. ત્રિકોણાકાર ઢેબરાં, ત્રણ જાતનાં શાક, રાયતું, હલવો... આ બધું મૂંગે મોઢે પેટમાં નાખવા સિવાય છૂટકો નથી. મૂંગો મૂંગો તે ખાતો અને સતી સંતોષથી આ જોતી રહી.

"જીજી. તમારી પાસેથી એક વસ્તુ હું શીખ્યો છું." ગોપાલે જમતાં જમતાં કહ્યું.

"શું ?"

"સ્નેહ એ એક અમૂલ્ય વસ્તુ છે."

" ભાઈ એ તમે મ્હારી પાસેથી નથી શીખ્યા. એ શીખવા ક્યાંય જવું પડતું નથી. સમસ્ત બ્રહ્માંડ સ્નેહ ઉપર અવલંબે છે. જીવનના અણુઅણુમાં આ સ્નેહ–પ્રેમ–ભાવ જે કહો તે વ્યાપ્ત છે. તે વિના પૃથ્વી સ્થિર રહી શકે જ નહિ."

" આ બધું તમે ક્યાંથી શીખ્યાં જીજી. આ તો જાણે વેદવાક્ય."

" મેં કહ્યુંને ભાઇ આ શીખવા ક્યાંય જવું પડતું નથી, પ્રકૃતિ જ આ બધું શીખવે છે. જે પ્રકૃતિસ્થ છે. જે પ્રકૃતિને ચરણે પોતાનું શિર નમાવે છે તેને પ્રકૃતિ આ બધું શીખવે છે."

" જીજી. આ હું કોઈ દિવસ ભૂલીશ નહિ."

"કોને ખબર કદાચ ભૂલીય જાઓ."

" એવો દુષ્ટ છું હું–નહિ. ?"

" ના એમ નથી : પણ ભૂલવું એ પણ પ્રકૃતિની એક સાધના છે. પંથ એકજ છે. આડે અવળે રસ્તે થઇને પણ જગત ત્યાં જ જાય છે, ભૂલો પણ થાય છે, ગંભીર ભૂલો પણ થાય છે; પણ તે અનિવાર્ય હોય છે ત્યારે જ થાય છે : પણ ભૂલો કરવા પછી પણ, પ્રકૃતિ તેને પોતાના પરમ લક્ષ્યે ખેંચી જાય છે."

ગોપાલ સતીના આ વાક્યો મુગ્ધ થઇ સાંભળતો રહ્યો. આ વાક્યોનો અર્થ તે સમજ્યો હશે કે કેમ–તે પણ

તે નિર્ણય કરી શક્યો નહિ. પણ એમાં એવી તો શક્તિ હતી. આ વાક્યોમાં એવું તો જાદુ હતું કે તે મુગ્ધની જેમ જીજીના મુખ સામે જોતો રહ્યો.

"આ દેબરું એમનું એમ થાળીમાં પડયું છે. ક્યારે ખાવું છે."

"ઓહ!" અને તેણે ખાવામાં ચિત્ત પરોવ્યું.

જ્યારે ઘર તરફ ચાલવા લાગ્યો ત્યારે તેનું હૃદય અત્યંત પ્રફુલ્લિત હતું; તેના હૃદયનો ભાર જાણે હલકો થયો હોય તેમ તેને લાગતું હતું. પ્રકૃતિ આખી જાણે આનંદથી ઝૂલતી હોય તેમ તેને લાગ્યું. બહાર આવતાં, ખર ખર, ખર ખર, કરતાં પીપળાનાં પાન જાણે તાલ દઈ આનંદથી નાચતાં હોય એમ તેને લાગ્યું. નીચે કાળો ગંભીર ઊંડાડ નદીનો પ્રવાહ પણ જાણે શાંતિથી વહેતો હોય તેમ તેને લાગ્યું.

ઘેર પહોંચ્યો ત્યારે પંડિત ગજાનન પોતાના જૂના અને જાણીતા સ્વરમાં કથા સંભળાવવામાં મશગૂલ હતા. જે કહેવાય છે તે પેલો વણિક–વારંવાર પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે–જે કહેવાય છે તે તેણે સત્યનારાયણદેવની પૂજા કરી નથી જે કહેવાય છે તે તેથી તેના ઉપર આ કોપ થયો છે... ઇતિ શ્રી સત્યનારાયણ...... અધ્યાય સમાપ્ત... અને કથા સંપૂર્ણ થતાં '**अच्युतं केशवं**' ગાવામાં આવ્યું ત્યારે પંડિતજીનું આખું શરીર ડોલતું હતું.

પ્રસાદ લીધા પછી બધા લોકો વિખરાઇ ગયા—અને મોડી રાતે જ્યારે ગોપાલ સૂવા માટે જતો હતો ત્યારે એકાએક તેને તાવમાં ઘેરાયેલી ચંદા યાદ આવી. તેની ગોદડીની પથારી પાસે જઈ, માથા ઉપર હાથ મૂકી જોયું તો તાવ ઓછો હતો અને ચંદા ઘસઘસાટ ઊંઘતી હતી.

ઊંઘતાં ઊંઘતાં આજે તેણે સતીને પ્રણામ કર્યાં અને તેનો જ વિચાર કરતો તે ઊંઘી ગયો.

૬

ચંદાને સાવ ઠીક થઇ ગયું છે. મુખ ઉપરની ફિક્કાશ ઊડી ગઇ છે અને લાલી દોડવા લાગી છે. છેલ્લા દસ પંદર દિવસમાં તો તે પહેલાનાં જેવી જ સ્વસ્થ થઇ ગઇ છે, પહેલાં કરતાં પણ વધારે કામમાં પરોવાયેલી રહે છે. સવારમાં ચાર વાગે ઊઠી ઘર્ર ઘર્ર ઘંટી ફેરવે છે અને ગોપાલ પોતાની પથારીમાં પડયો ઘંટીના મધુર અવાજને સાંભળે છે. ઘંટીનું સંગીત પણ અનેરું હોય છે. મળસ્કે, પથારીમાં પડે પડે સાંભળવાની મઝા જેને અનુભવ હોય તેજ સમજી શકે છે. તેમાં વળી ચંદાના મુખમાંથી નીકળતું તેનુંજ અલૌકિક "આં આં"નું સંગીત ઘંટીના સંગીત સાથે ભળી જઇ

એવું વિચિત્ર વાતાવરણ પેદા કરે છે કે ગોપાલને પથારી છોડવાનું મન થતું નથી. ક્યાંય સુધી તે સંગીતને સાંભળ્યા કરે છે.

અને ચંદા ? ચંદાને આ બીમારી પછી એક અનેરી વસ્તુ પ્રાપ્ત થઈ છે અને તે છે ગોપાલની મૂંગી સહાનુભૂતિ ગોપાલ પોતાનો સ્નેહ કે સહાનુભૂતિ બતાડતો નથી, છતાં ચંદા સમજે છે, ઊંડે, ઊંડે ક્યાંક પણ ગોપાલના હૃદયમાં તેને માટે સ્થાન છે. તે જાણવા, તે પ્રાપ્ત કરવા તે મથતી નથી. તે છે તેટલું જાણીનેજ તે આનંદે છે. ગોપાલની ચોપડીઓ ગોઠવવામાં, તેની ઓરડી સાફસૂફ કરવામાં તેનું પ્રત્યેક કાર્ય કરવામાં તેને મઝા પડે છે. પહેલાંની જેમ તે પોતાનો સ્નેહ પ્રદર્શિત કરવાની ઈચ્છા પણ રાખતી નથી. આ નાનાં નાનાં કામ કરવામાંજ તેને મઝા પડે છે.

રાધે બાબુનું જીવન ઊંઘવામાં, ખાવામાં, હુક્કો ગડગડાવવામાં અને દુનિયાનું બધું ડહાપણ પોતાના બે ડોળામાં ભર્યું છે તે દાખવવામાં શાંતપણે વહે છે. ભાભી તેવાજ સ્નેહથી ગોપાલને ચાહે છે. રાત્રે સૂતાં પહેલાં ગોપાલ ભાભી પાસે આવી અનેક વાતો કરે છે, અને ભાભી તેની વાતોથી સંતોષ પામે છે. મિશ્રાણીજીનું જીવન–કાબરી બિલાડી સાથે યુદ્ધ કરવામાં–તેમ ગાળો દેવામાં, અને યુક્તિ પ્રયુક્તિઓ વડે તેને શિક્ષા કરવામાં પસાર થાય છે. એકજ જીવ અશાંત દેખાય છે. તે છે માતાજી. આવડો મોટો સંસાર ચાલે છે તે માતાની આવડતથી તેમણે બચાવી રાખેલા પૈસાથી

પંદરથી વીસ રૂપિયાની આવકમાં ઘર ચાલે તેમ નથી. આ ઘરની ઋદ્ધિ સિદ્ધિ અવલંબે છે માતા પાસે પડેલા પૈસામાંથી પણ આમ કેટલા દહાડા ચાલશે? રાધે ભણ્યો નહિ—અક્કલને અને તેને બાર ગાઉનું છેટું છે; આ ગૃહ સંસાર વિશાળ છે, ડગલે ને પગલે પૈસા ખરચાય છે; આ વધુ કેમ નભશે?

પૂજા કરતાં કરતાં, નેત્ર બંધ કરી ભગવાનની આરાધના કરતાં કરતાં પણ માતાજીનું ધ્યાન તૂટી જાય છે અને અનેક વિચારો તેમના મનને વિહ્વળ બનાવી દે છે. ધીરે ધીરે સંગ્રહ કરી રાખેલી સંપત્તિ ખૂટતી જાય છે. છેલ્લા ચાર વર્ષોમાં રોકડનાણું બધું પૂરું થઇ ગયું છે. બસો ત્રણસો રૂપિયા સિવાય હવે ઘરમાં કંઇ નથી. ઘરેણાં વેચવાનો પણ વખત આવશે? હરિ. હરિ.. માતા બોલે છે...તેમને પોતાના મૃત પતિ સાંભરે છે. તેમના જમાનામાં જાહોજલાલી હતી ચાર ચાર નોકરો ખડે પગે રહેતા હતા. ગામના મોટા વકીલ ઘરમાં પૈસાની રેલમ છેલ, ગામમાં આબરૂ...અને આજે! આજે પતિના જવા સાથેજ જાણે બધું ચાલ્યું ગયું છે...ઉમર હતી એટલે તે ગયા...પણ તેમના ગયા પહેલાં પોતે જવા ભાગ્યશાળી ન થયાં...એવાં તે શા પાપ કર્યા હશે? તેમની સાથેજ દેહ વિસર્જન થયો હોત તો કેટલું સારું?

અને પછી તેમની આંખોમાંથી દડ દડ અશ્રુ વહીને સાડી ઉપર પડે છે. અને જ્યારે ખબર પડે છે કે પૂજા કરતાં કરતાં આ વિચારો આવ્યા કેસારે તેઓ વધુ વ્યાકુળ

થાય છે અને પ્રાર્થના કરે છે 'પ્રભુ ! પ્રભુ !! આવું ? તારી પ્રાર્થના કરતી વખતે આવા વિચારો શા માટે ?'

આવા નિર્બળ વિચારો શામાટે જગત આખાનું તું પાલન કરે છે. કીડી અને કુંજર બધાયને તું ખવડાવે છે તો પછી આ નાનાશા ઘરની—કુટુંબની મારે ચિંતા શામાટે ? ચિંતા કરવાવાળો તું બેઠો છે પછી ચિંતા શાની. હરિ. હરિ...આ નિર્બળ મન તો જુઓ અને પછી પોતાનેજ પોતાના નિર્બળ મન માટે હસવું આવે છે. વાહરે નિર્બળ મન વાહ !

તેમનું મન પ્રભુની આરતી ઉતારવામાં પરોવાય છે અને પછી ચિત્ત શાંત થતાં મુખ ઉપર પ્રફુલ્લતા છવાઈ જાય છે.

પૂજામાંથી ઊઠી આચમન લે છે ત્યાં તો સામે પુત્ર વધૂ આવીને બોલે છે:

"માતાજી, મિશ્રાણી કહે છે કે ઘી મંગાવવું પડશે."

"ગોપાલને કહે કે એક રૂપિયાનું ઘી લઇ આવે."

"ભલે."

"અને માજી ! ઘઉં પણ થઈ રહ્યા છે."

"તે પણ મંગાવી લ્યો."

"અને માજી, તેલ ચાર દિવસથી વધુ નહિ. ચાલે."

"આટલું બધું તેલ કેમ ઉપડી ગયું."

"માજી. ઘરમાં રોજ ને રોજ નાસ્તામાં અને ખાવામાં નવી નવી વાનીઓ..."

"ભલે. ભલે! પછી વહુ તરફ ફરીને બોલ્યાં! વહુ."

"મા"

"તેલ પાંચસેર મંગાવી લેજે."

"પણ..."

"શું?"

"મ્હારી પાસે...રૂપિયા."

"રૂપિયાની ચિંતા શામાટે કરે છે મા? લે..." અને પછી તેઓ પાંચ રૂપિયા કાઢીને આપે છે.

શું આજથીજ પ્રભુએ પરીક્ષા લેવાનું શરૂ કરી દીધું છે? માતા વિચારવા લાગી.

આમ દિવસો નિર્ગમન થાય છે. તે દિવસે સાંજના માતા પૂજામાં બેઠાં હતાં. તુલસીના કયારા પાસે ઘીનો દીવો ટમ ટમ બળતો હતો અને તેઓ એક ગાયન મંદ સ્વરે ગાતાં હતાં એકાએક ઘરમાં આવી રાધિબાબુએ બૂમ પાડી.

"મા"

"શું છે?" માતાએ પૂછ્યું.

"તાર છે."

"કોનો છે?"

"સુધીર બાબુની વહુ સખત માંદા છે તમને બોલાવે છે."

"હું" માતાએ જવાબ આપ્યો, અને નેત્ર બંધ કરી પાછા પ્રાર્થના કરવા લાગ્યાં.

રાધે બાબુ બે ક્ષણ માતાના મુખ વિસ્ફુરિત નેત્રે જોતા રહ્યા. તેમને થતું હતું કે તાર આવ્યો છે કહી તેમણે એક મહાન કાર્ય કર્યું હતું, પણ આ બાજુ આ મહાન કાર્યની પ્રશંસા ન થતાં અવહેલના થાય છે—એ જાણી તેમને જરા માઠું લાગ્યું. માથું ખંજવાળતા તે ઊભા રહ્યા. પત્ની તેમની વહારે ધાયાં.

"ઊભા છો શું ? જાઓ પેલી ચંદા હુક્કો લઈ ઊભી છે પૂજા કરે છે તે જોતા નથી ?"

"હો. હો...બરોબર છે" કહી પતિ બીજા ઘર તરફ ચાલતા થયા.

પૂજન વિધિ સમાપ્ત કરી, માતા જ્યારે સામેના ઘરમાં આવ્યાં ત્યારે પોતાની પ્રિય પાટ ઉપર અંદરના ઓરડામાં બેઠા બેઠા રાધેબાબુ, ડોળા ફાડી, આકાશ ભણી જોતા હુક્કો ગગડાવતા હતા અને મુખના ધુમાડા આકાશ તરફ ગતિમાન કરવામાં પ્રવૃત્ત હતા. દુનિયામાં આ ધુમાડા ઉડાડવા સિવાય બીજું કોઈ પણ મોટું કામ નથી એમ તેમનો મુખ ભાવ કહેતો હતો.

અંદર આવી માતા બોલ્યાં.

"રાધે !"

"ઓ...ઓ—જી." તંદ્રા ભંગ થતાં, ટટાર બેસી પુત્રે કહ્યું.

"કાલે સાંજના ગાડી જાય છે ને?"

"જી હાજી."

"તો કાલે જ ઉપડી જવું યોગ્ય છે. તું છુટ્ટી લઇ લેજે."

"પણ રજા..."

"રજા? રજા મળશે."

"મુહૂર્ત?"

"હા, મુહૂર્તની વાત ખરી. ચંદા" તેઓએ બૂમ પાડી. જ્યારે ચંદા ત્યાં આવી ત્યારે માતાએ તેને સમજાવી કહ્યું "પંડિતજીને ઘેર જા, અને કહે માતાજી બોલાવે છે."

"ભલે" કટાણું મુખ કરી તે ચાલતી થઇ.

પંડિતજીને ઘેર ચંદા ભાગ્યે જ જતી. ત્યાં જવું તેને ગમતું નહિ. પંડિત ગજાનની સ્થૂલ કાયા, તેમના હાવભાવ. તેમના હાથના ચાળા અને બે આંખોમાંથી નીકળતી તેમની ભક્ષણુ કરી નાખશે એવી દૃષ્ટિ, ચંદા સહન કરી શકતી નહિ છતાં આજે, સંધ્યા વખતે તેને ત્યાં જવું પડે છે. છૂટકો નથી. તેના નાના શા મગજમાં અનેક વિચાર ઊઠીને શમવા લાગ્યા. રાધિકાજીના મંદિરને વટાવી, ડાબી બાજુની

ગલીમાં વળી, જ્યારે તે પીપળા નીચે, ટેકરા ઉપર આવી લાગી ત્યારે, દૂર પેલા સોરતીના મેદાનની પેલે પાર સૂર્ય-નારાયણ ડૂબવાની તૈયારીમાં હતો. ઊંઝાડ નદીનાં પાણી લાલ અને કેસરિયા રંગનાં થઈ ગયાં હતાં. પીપળાનાં પાન ખર ખર અવાજ કરતાં ડોલતાં હતાં. નીચે પૂલ ઉપર કોઇ પણ દેખાતું ન હતું.

જ્યારે પંડિત ગજાનનના ઘરમાં તે દાખલ થઇ ત્યારે આંગણામાં બેઠા, ઉઘાડે ડીલે પંડિત ગજાનન સંધ્યા કર-વામાં મશગૂલ હતા. પંડિત ગજાનન હતા અત્યંત ધર્મિષ્ઠ જીવ. ત્રિકાળ સંધ્યા કરતા અને ભગવાન રીસાઈ ન જાય તે માટે અત્યંત કાળજી રાખતા. સતી આ વખતે પાડોશમાં કંઇ કામ પ્રસંગે ગઈ હતી. ગૂંગીને અંદર આવેલી જોઈ તેમણે નેત્રો ખોલ્યાં અને હસીને વદ્યાઃ

"હં. હં. આવો આવો બેસો."

પણ ગૂંગી જડની જેમ ત્યાં જ ઊભી રહી. પંડિત-જીએ પોતાની સંધ્યા વિધિ ઉતાવળે પતાવવા પ્રયાસ કરતાં શ્લોકોને ઉતાવળે ઉતાવળે ગાઈ નાખવાનું શરૂ કર્યું–છેવટે '**कृष्णं वंदे जगद्गुरु**' બોલી–ભગવાનને નમી નમીને પ્રણામ કરી, ગાલ ઉપર ઉપરા ઉપરી પાંચ છ થપાટ લગાવી બોલ્યાઃ

"માફ કરજે મારા બાપ. અમે તો માનવી ભૂલથી ભરેલા."

અને પછી ઊભા થઈ ગૂંગી પાસે આવી બોલ્યા.

"હં...હં...કેમ આવ્યાં ? આજે તો કંઈ ઘણાં દિવસે દર્શન દીધાં ?"

ચંદાએ પોતાની ભાષામાં સમજાવવાનો પ્રયાસ કર્યો. "બોલાવે છે. માતાજી–ચોપડી–થોથું પંચાંગ–હા. તેને લઈ. તમને બોલાવે છે."

પંડિતજી ગૂંગીની ભાષા સારી પેઠે સમજતા હતા, છતાં આજે ન સમજવાનો ડોળ કરતા પાસે આવી, તેનો હાથ પોતાના હાથમાં લઈ પૂછવા લાગ્યા.

"શું કહ્યું ?"

"આં...આં...ત્યાં" હાથથી ઘરની દિશા બતાવી તે બોલી.

વધુ નિકટ આવી તેના બન્ને હાથ પકડી બોલ્યા. "આવે ટાણે ? કેમ કંઈ ખાસ કામ છે ? વાહ તું તો બહુ ડાહી. વાહ... તબિયત તો સરસ..." અને ચંદા પોતાના બન્ને હાથ છોડાવવાનો પ્રયાસ કરે તે પહેલાં તેને પોતાની પાસે ખેંચી... ત્યાંજ પત્નીનો અવાજ સંભળાતાં, તેને છોડી દઈ બોલ્યા :

"ઓહ... ભલે ભલે આ આવ્યો...કહે જે આવું છું" અને પછી પત્ની તરફ વળી બોલ્યાઃ

"એને... એને રાધેબાબુને ત્યાં બોલાવે છે. હમણાં જ આવું છું હં" તેમ કહી શરીર ઉપર બંડી પહેરવા લાગ્યા.

ગૂંગીના ગાલ ઉપરથી લોહી ઊડી ગયું હતું. સતી

અંદર ગઈ. એક શબ્દ બોલી નહિ. ગ્યાસતેલની નાની ચીમની દીવી પ્રગટાવી બહાર આવી બોલીઃ

"બેસને ઊભી છે કેમ ચંદા? ઠીક છે ને?" પછી અજવાળામાં તેનો ફિક્કો ચહેરો જોઈ બોલીઃ

"કેમ હજી ઠીક નથી? ગોપાલ તો કહેતો હતો હવે સાવ ઠીક છે."

ચંદાએ હસવાનો વ્યર્થ પ્રયાસ કર્યો, પછી એકાએક શું વિચાર આવ્યો એટલે સતીના ચરણોમાં પ્રણામ કરી ત્યાંથી ચાલવા લાગી.

સતીને પણ ચંદાના આ વ્યવહારથી આશ્ચર્ય થયું. આમ એકાએક ચરણોમાં પડવાનું કારણ શું? અને ત્યાર પછી જાણે કેમ પોતાના મનની વ્યથા દબાવતી હોય-જાણે કેમ પકડાઈ જવાની ભીતિ હોય તેમ તે ત્યાંથી મોઢું ફેરવી ચાલી નીકળી હતી.

સતીને પેલી રાત યાદ આવી જ્યારે પતિએ "ડાકણ ડાકણ" કહીને ઘરમાં પ્રવેશ કર્યો હતો અને સ્નાન કર્યું હતું. આજે એવું જ કંઈક દૃશ્ય તેમની આંખે મળ્યું હતું-પણ તે ભ્રમણા હશે તેમજ માનવાનો તેણે પ્રયાસ કર્યો.

જતી વખતે પતિએ ફરીથી કહ્યું. "હં-હં-હં. જાઉં છું હમણાં જ આવું છું. સમજીને. હં હં-હં..." તો પણ પત્નીએ કંઈજ જવાબ ન આપ્યો. જાણે કે કંઈજ બન્યું નથી.

પંડિત ગજાનન માતાજી પાસે આવી પ્રણામ કરી બોલ્યાઃ

"હં-હં. માતાજી, બોલો. આવે વખતે યાદ કર્યો. કંઈ ખાસ કામ છે ?"

"હા પંડિતજી. કાલે સારું મુહૂર્ત છે ને ? સાંજની ગાડીમાં જવા વિચાર છે."

"હાં. હાં. હમણાં જ જોઈ દઉં" અને તેમ કહીને તેમણે પંચાંગ ખોલી ગણુત્રી કરી કહ્યું. "હા માજી. ઘણુંજ સારું મુહૂર્ત છે. બે વાગ્યા સુધીમાં ઘરમાંથી નીકળી જવું. પછી મુહૂર્ત સારું નથી."

"ભલે."

"બીજું કંઈ ?"

"ના. પધારો."

"ગોપાલ ક્યાં છે ?" પંડિતજીએ ચંદાને જોઈ, પ્રશ્ન કર્યો. "તે તો બહાર ફરવા ગયો લાગે છે."

"હજી ફરવાનું મૂક્યું નથી. એ છોકરાથી તોબા. કુળને કલંક ન લગાડે તો સારું. હું તો તેનાથી, હરિ હરિ."

"ના હવે તે સુધરી ગયો છે."

"એ તો દેખાય. ક્યારે તેનું..."

ત્યાં જ ગોપાલ આવી ચઢ્યો.

"કેમરે ગોપાલ !"

"ગોપાલે પંડિતજી તરફ જોયું.

"કેમ ચાલે છે ભણતર."

"ઠીક."

"હા ભાઈ! ઉપકાર કોઈ દિવસ ભૂલતો નહિ: માતાજીના જ પુણ્ય પ્રતાપ છે કે અહીં રહી લ્હેરથી..."

આ સાંભળ્યા વગર જ ગોપાલ પોતાના કામે ચાલતો થયો.

અને ત્યારપછી માતાજીને પ્રણામ કરી પંડિતજી ઘર તરફ ચાલતા થયા.

ઠંડીમાં, સખત પવનમાં ધ્રૂજતી વૃક્ષલતાની જેમ હજી પણ ચંદા ધ્રૂજતી હતી. આમ ધ્રૂજવાનું કારણ પણ તે સમજી શકી નહિ, કોઈ દિવસ તે આમ ધ્રૂજતી નથી. પહેલાં પણ આવા અનુભવો, માતા જીવતી હતી ત્યારે થયેલા; ત્યારે તો તે આમ વ્યાકુળ બનતી નહિ. આજે આખુ હૃદય કેમ વલોવાય છે?

જ્યારે પંડિત ગજાનનની સ્થૂલ કાયા ઘરમાંથી અદૃશ્ય થઈ ત્યારે ગૂંગીએ શ્વાસ હેઠો મૂક્યો અને એક ખૂણામાં બેસી હૃદય ઉપર હાથ મૂકી તે મૂંગી મૂંગી બેસી રહી. ઘણા વખત પછી જ્યારે તેને સ્વસ્થતા પ્રાપ્ત થઈ ત્યારે તે પોતાના કામે ઝટપટ વળગી ગઈ.

ઘેર જઈ, ભોજન કરી પંડિતજીએ પત્નીને કહ્યું: "હું હું...હમણાં આવું છું હં."

પત્નીએ કામથી પરવારી પતિની પથારી કરી અને પોતાની પથારી લીમડા નીચે ચોકમાં જ કરી. પતિ સૂવા આવ્યા ત્યારે દાતણ વગેરે મૂકી જ્યારે પત્ની સૂવા જતી

હતી ત્યારે પતિએ તેનો હાથ પકડી કહ્યું: "હં...હં...... બહાર જ સૂવું છે?"

"હા." પત્નીએ અત્યંત સ્વસ્થતાથી કહ્યું.

"બેસને?"

"સૂઓ. મોડું થાય છે."

"હં. હં...હું તો ઘણો પાપી છું. એટલેજ..."

"પાપ અને પુણ્ય–બધું મનનું છે."

"હં...હં...તું તો તત્ત્વવેત્તા છે નહિ. હું તો... પાપ......"

પત્નીને પતિની આ વાતચીતથી આશ્ચર્ય થયું. તે સમજી આજે સંધ્યાના બનાવને આ માફી સાથે કંઈ પણ સંબંધ હોય તો આશ્ચર્ય નહિ. છતાં જાણે કંઇ જ ન બન્યું હોય, કંઇ જ દૃષ્ટિએ ન પડયું હોય તેમ વરતતી બોલી.

"સૂઇ જાઓ હં. હું પણ ઊંઘી જઈશ" અને પછી તે પોતાની પથારી તરફ ચાલતી થઇ.

ઠંડીના દિવસો ચાલ્યા ગયા હતા. હવે ગરમી પડવા લાગી હતી; જો કે બહાર સૂવા જેટલી ગરમી હજી નથી પડતી; છતાં સતીને તો લીમડા નીચે આંગણામાં જ સૂવાની મઝા પડે છે. પથારીમાં પડી પડી તે લીમડાના પત્તાનું મંદ સ્વન જોતી રહી. પત્તાઓ વચમાંથી થોડાક તારલા પણ દેખા દેતા હતા અને પથારીમાં પડી પડી તે સંધ્યાની ઘટના

ઉપર વિચાર કરવા લાગી. પેલી રાત્રિએ પણ ડાફળુ ડાફળુ કરી અંદર આવેલા પતિ અને આજે માફી માગતા પતિ બન્ને વચ્ચે અદ્ભુત સામ્ય હતું એમ તેને લાગ્યું. પણ તેથી તેને શું ? તેમને ફાવે તેમ તે કરે એમાં તેને શું ? પતિ તરીકે તેણે પંડિતજીને પોતાના શરીર સાથે કોઈ પણ છૂટ લેવા દીધી નથી. પછી તે ગમે તેમ વરતે તેમાં તેને શું ?

પણ આ બાજુ પંડિતજીની મનોદશા ન્યારી હતી. તે ધારતા હતા પત્ની તેને ઠપકો આપશે. ઘરમાં કજિયો કરશે, પોતાના વાળ ખેંચી, જમીન ઉપર માથું પટકી રડારોળ કરી આખા ગામને ભેગું કરી પોતાના ગુણગાન કરશે. જ્યારે આવું કંઇ પણ થયું નહિ ત્યારે પંડિતજીનું મન પત્ની તરફ એક પૂજ્ય ભાવથી ભરી ગયું. તે વિચારવા લાગ્યા કેટલી ભલી અને ભોળી છે બિચારી. તેને પોતાની બીજીવારની પત્ની યાદ આવી. આવોજ એક પ્રસંગ યાદ આવ્યો. રાધુની મા કામ પ્રસંગે ઘરમાં આવેલી અને તેમણે આવું જ કંઇ મહાકાર્ય કર્યું હતું. પત્નીને આવી શંકા પડતાંજ તેણે ચંડિકાનું સ્વરૂપ ધારણ કર્યું હતું અને ફળિયા આખાને ભેગું કર્યું હતું...એ પ્રસંગ સાંભળતાં જ પંડિતજીના દેહે કંપ અનુભવ્યો, અને પછી બોલ્યા " શંભો ! શંભો કેવું વિચિત્ર મન છે આ ? આ વયોવૃદ્ધ અવસ્થાએ પહોંચ્યો છતાં મનડું મરાતું નથી. આ વાસના હેઠી બેસતી જ નથી. શંભો, શંભો–જે કર તે ખરી. "

અને પછી પડખું ફેરવી, મનમાં પત્નીને પ્રણામ કરી તેઓ ઘસઘસાટ ઊંઘવા લાગ્યા.

પણ પત્નીને મોડી રાત સુધી ઊંઘ આવી નહિ. અનેક વિચારમાં તેનું મન ડોલવા લાગ્યું. આ પ્રસંગને મનમાંથી કાઢી નાખવા તેણે પ્રયાસ કર્યો. વારંવાર ગૂંગીનો અને ગોપાલનો ચહેરો તેમની આંખો સામે આવતો અને જાણે થતું-કેવી સારી જોડી છે ? જ્યારે તેને ઊંઘ આવવા લાગી ત્યારે મધરાતથી વધુ રાત વીતી ચૂકી હતી.

બીજે દિવસે માતા, પુત્રને લઈ ચાલતાં થયાં. ઘર આખું સૂનું સૂનું લાગવા લાગ્યું. કાબરી બિલાડીનો ઉપદ્રવ પણ જાણે આજે એકાએક શાંત થઇ ગયો હોય તેમ મિશ્રાણીજી બપોરને વખતે રસોડામાંજ આડાં પડયાં પડયાં ઊંઘવાનો પ્રયાસ કરવા લાગ્યાં, અને બિલાડીને ગાળો દેવાનું ભૂલી ગયાં. દૂર ખૂણામાં પડેલી કાબરી પણ આજે જાણે ઉદાસ હોય તેમ પોતાના નખ સાફ કરતી રહી પણ ખાદ્ય પદાર્થ તરફ ધસી નહિ. ભાભીને આજે કંઈ જ કામ સૂઝતું નથી. ગોપાલ શાળામાં ગયો છે. ઘરમાં કામ નથી તેથી તેઓ પણ ઊંઘવાનો ડોળ કરી આડાં પડયાં.

માત્ર ચંદા જ કામમાં મસ્ત દેખાતી હતી. તેના મનના ભાવ કોણ જાણી શકે ? પોતાની ઇચ્છા વ્યક્ત કરવા, પોતાના મનની લાગણી જણાવવા ઇશ્વરે તેને વાચા જ કયાં આપી હતી ! પણ તે આજે વધારે વેગથી ઠામ ઘસતી હતી, અને ઠામના ઘસવાના અવાજમાં “ આં આં આં ” કરતો તેનો અવાજ જાણે ગૂંગળાઇ જતો હતો.

૭

માતાજીને ગયે એક માસથી વધુ વીતી ગયો છે. સખત ગરમી પડવા લાગી છે. બપોરને વખતે લૂ વરસે છે. ઘરમાંથી બહાર પગ મૂકવાનું મન થતું નથી. આખી ધરતી તવાની જેમ તપે છે. આંબાઓમાં કાચી કેરીઓ લાગી છે, નદીનું પાણી થોડું ક્ષીણ થયું છે, તેનો પ્રવાહ વધારે ગંભીર બન્યો છે.

ગોપાલનું મન બપોરને વખતે આંબાવાડિયામાં જઈ કેરીઓ તોડવા તલસે છે. ફરીથી તેનું મન અસ્વસ્થ બન્યું છે. આ જીવન કંટાળામય લાગે છે. ક્યાંય દૂર દૂર નાસી

જવા ચાહે છે; પણ ભાભી યાદ આવતાં જ તે બધા વિચારો ધકેલી મૂકે છે અને પોતાના કામે લાગી જાય છે.

માતાજીના ત્રણ કાગળો આવ્યા છે. હજી દેરાણીને ઠીક નથી. હજી આવતા વાર લાગશે. માતાને મૂકી આવી રાધેબાબુ પાછા હુક્કો ગડગડાવવાના કાર્યમાં પરોવાઇ ગયા છે. અને માતા નથી એટલે મિશ્રાણીજી તથા પત્ની ઉપર હુકમ ચલાવી નવી નવી વાનીઓ ખાવામાં પોતાની બધી શક્તિ ખરચે છે. પત્ની જ્યારે કહે છે કે "જરા સંભાળીને ચાલો" ત્યારે જવાબ આપે છે: "તું શું સમજે ? માએ કોઈ દિવસ ખાવા પીવામાં આનાકાની નથી કરી ત્યારે તું શા માટે કરે છે ?" અને આમ તેમના દિવસો નિર્ગમન થાય છે.

તે દિવસે સખત ગરમી પડતી હતી. પૃથ્વીના પેટાળમાંથી જવાળાઓ નીકળી ચારેકોર ફેલાઇ વિશ્વને ભસ્મસાત્ કરવા પ્રયત્ન કરતી હતી. કોઈ કોઈ વાર પવન સામે વંટોળિયાઓ ચઢી આવતા હતા. સંધ્યા થતાં થતાં તો આકાશમાં વાદળાં ચઢી આવ્યાં. આખી પૃથ્વી જાણે વાદળાના આગમનથી ખુશ થઈ ગઇ હતી. આંબાના વનમાંથી મોરલાઓ ગાજવા લાગ્યા અને આખા ગામને કહેવા લાગ્યા "આવ્યા છે મેઘરાજા આવ્યા છે. ખૂબ વરસશે અને પૃથ્વીને શાંત કરશે."

શાળામાં વિદ્યાર્થીઓ આકાશમાં વાદળાંનાં ગડગડાટ સાંભળી ઉન્મુખ કરે આકાશ ભણી જોવા લાગ્યા. માસ્તરો

જાણે પ્રકૃતિના આ સુંદર દશ્યો જોવામાં મશગૂલ બન્યા. ભણવાનું એકબાજુ રહી ગયું.

ગોપાલ અનિમેષ દૃષ્ટિએ આકાશનું આ પરિવર્તન નિહાળી રહ્યો. કયાં સૂર્યનો પ્રખર તાપ-અને તેની જ્વાળાઓ, અને કયાં આ વાદળાંઓનો સમૂહ, આખી પૃથ્વીને શ્યામલ બનાવતા. ઘન ગર્જના કેવી સુંદર લાગતી હતી? અને મોરલાઓનો કેકારવ મેઘને નીચે ઝૂકી પડવા જાણે આવાહન કરતો હતો.

ફોરાં પડવા લાગ્યાં. શાળા બંધ પડી. ઘંટ વાગતાં ન વાગતાં તો આકાશમાંથી મોટા ફોરાં પડવા લાગ્યાં અને જોત જોતાં તો મુશળધાર પાણી પડવા લાગ્યું.

શાળા છૂટતાંજ બધા વિદ્યાર્થીઓ ઘર તરફ દોડવા લાગ્યા. પણ ગોપાલને ઘર તરફ જવાની ઇચ્છા ન થઇ. હજુ તો માત્ર ચાર વાગ્યા હશે. ઘેર જવાનો આ સમય નથી. પણ ભાભી? ના, ના ભાભીએ એમ નથી કહ્યું કે ફરવા પણ ન જવું. તેનું મન તો પ્રકૃતિના આ સ્વરૂપમાં એવું તો મગ્ન થયું હતું કે તેણે ઘર જવાનું માંડી વાળ્યું. ડાબી બાજુની ગલીમાંથી થઈ જ્યારે તે ગામની મસ્જિદ પાસે આવ્યો ત્યારે ગલીમાં પાણીના રેલા ચાલવા લાગ્યા હતા. તે સાવ ભીંજાઈ ગયો હતો. થોડીવારમાં તો મસ્જિદની અગાસી ઉપરના નાળામાંથી ધોધની જેમ પાણી નીચે પડવા માંડયું. તેની નીચે ઊભો રહી તે નહાવા લાગ્યો. ખૂબ નાહ્યા પછી તે આગળ વધ્યો. પેલી બે આમલી પવનના વેગથી આમથી તેમ ડોલતી હતી. આગળ વધ્યો. આ નાળું

ચમારનું ખોરડું. વાહ. અંદર બેઠો નાથુ જોડા સીવે છે, પણ ઉપર છાપરામાંથી તો પાણી પડીને તેને ભીજવે છે.

આ સામે રહ્યું ગામનું દવાખાનું કાદવમાં ખદબદતી સડકને વટાવી. દવાખાનાના સામેના મેદાનમાં આવી લાગ્યો. સડક પાસેના મોટા નાળા પાણીથી છલોછલ ભરાઈ ગયાં હતાં; અને તેમાંનું પાણી વેગથી દોડતું હતું. તે નાળામાં કૂદી પડ્યો અને ગંદા પાણીમાં જ નાહવા લાગ્યો. કમર સુધી પાણી આવતું હતું. આકાશ વધારે ઘેરું થવા લાગ્યું હતું. વીજળી ઝબૂકતી હતી અને વર્ષા વધુ વેગથી પડતી હતી. નાળનું પાણી પણ ખળખળ કરતું ખૂબ વેગથી વેહવા લાગ્યું હતું. ત્યાંથી તે આગળ ચાલ્યો મેદાન વચ્ચે વડલાનું ઝાડ આમથી તેમ ઝોલાં ખાતું હતું. વડલા પાસે આવી તેને થયું. આ વડલા ઉપર કેટલી વાર તે ઝૂલ્યો છે? કેટલી વાર તેના ઉપર ચઢી તેના ટેટા ખાધા છે? આજે પણ તેના ઉપર ચઢી જવાનું તેને મન થાય છે? લાવ ચઢી જાઉં?

સડસડાટ કરતો તે વડલા ઉપર ચઢી ગયો. પાણીની ધારાઓ પૃથ્વી ઉપર તડ તડ તડ તડ કરી પડે છે. મેદાનમાં ચારે કોર પાણીની રેલમછેલ દેખાદે છે. ઓહ! ખેતરોમાં પણ પાણી ભરાઇ ગયું છે. સામેના આંબા નીચેની ખાઇ પાણીથી છલોછલ ભરાઈ ગઇ છે. સામે ગામનું દવાખાનું છે. અગાસીની નાની નાળીઓમાંથી પાણીના ધોધના ધોધ નીચે પડે છે.

વડલા ઉપરથી નીચે ઉતરી તે સામેના ખેતરોમાં ઘૂસ્યો આંબા નીચેની ખાઇ પાસે આવતાં જ તેમાં તે કૂદ્યો

તેમાં તો માથોડું પાણી હતું. તરતો તરતો આંબા પાસે આવી લાગ્યો. આંબા ઉપર ચઢી કાચી કેરીઓ ખાવા લાગ્યો હા...કેવી મઝા છે? સ્વતંત્રતામાં કેવી મઝા છે તે વિચારવા લાગ્યો. ભાભી? ભાભીના વિચારો તે આવે વખતે નહિ કરે. આંબાવાડિયું આખું પાણીથી ભરાઇ ગયું છે. પાણીના વેગે કાચી કેરીઓ તૂટીતૂટીને નીચે પાણીના ખાબોચિયામાં પડે છે.

આંબા ઉપરથી નીચે ઉતરી તે આંબાવાડિયામાં આંટા મારવા લાગ્યો. હાથમાં આવી તેટલી કાચી કેરીઓ ખાધી.

ત્યાંથી ખેતરો વટાવી સુખપાલની વાડીમાં આવી લાગ્યો. માળી ઘરમાં ઘૂસી ચાદરો ઓઢી ચલમ પીતો હતો. નારંગીનાં ઝાડો પાણીના મારથી નીચાં નમી ગયાં હતાં. પાકી નારંગી પૃથ્વીને અડતી હતી. જમીન ઉપરજ સૂઈ જઇ, નારંગી તોડી તોડી તે ખાવા લાગ્યો. હા...કેટલા દિવસ પછી આજે આમ ખાવાનું મળ્યું છે.

સુખપાલની વાડી છોડી ગામમાં દાખલ થયો. ગલીઓમાં ઘૂંટણ સુધી પાણી આવી ગયું હતું. પાણી બમણા વેગે પડતું હતું.

ઓહ! ઊજાડ નદી!! આજે તો તેનું સ્વરૂપ પ્રચંડ થયું હશે. થોડી વારમાં તો પાણી બે બે માથોડાં ચઢી ગયું હશે. લાવ તે વરફ જાઉં. ગલીઓ વટાવી તે ગામના બજારમાં આવી લાગ્યો ઘણીખરી દુકાનો બંધ થઈ ગઈ હતી. અંધકાર પ્રગટ થવા લાગ્યો હતો. સંધ્યા થવાનો વખત

હોય તો આશ્ચર્ય નહિ. પાણી તો થંભવાનો વિચાર જ કરતું નથી. બજાર વટાવી રાધિકાજીના મંદિર પાસે આવી લાગ્યો.

ઘર જાઉં ? નાના હજી તો વાર છે. નદીનું પૂર જોયા વગર ઘેર નથી જવું. ડાબી બાજુની ગલીમાંથી થઈ તે પંડિત ગજાનનના ઘર આગળ આવી લાગ્યો. બારણું બંધ હતું. બહારનો પીપળો હવામાં એટલા વેગથી ડોલતો હતો કે હમણાંજ તે જમીન ઉપર પડશે.

ગામના સાહસિક જુવાનો નદીનું પૂર જોવા આવી લાગ્યા હતા. અધ...ધ...ધ......પૂલ તો દેખાતોજ નથી. પૂલ ઉપરથી કયારનું પાણી ફરી વળ્યું છે. નદીનું પાણી સોરતીના મેદાનમાં ફેલાઇ ગયું છે.અને છેક આ ટેકરાને અડવાની તૈયારીમાં છે. પૂલ ઉપર ત્રણ માથોડાથી ઓછું પાણી નહિ હોય.

જલ પ્રલય થવા આવ્યો કે શું ? તે વિચારી રહ્યો. નદીનું આવું સ્વરૂપ તેણે કદી નિહાળ્યું ન હતું. તીખી નાગણની જેમ-નદી વેગથી ધસી રહી હતી. તેના પાણી મટોડીથી મેલાં બન્યાં હતાં. જ્યાં જુઓ ત્યાં વમળ દેખાતાં હતાં. કિનારા ઉપરનાં તૂટી પડેલાં વૃક્ષોને પોતાના પેટમાં સમાવી નદી વેગથી ધસી રહી હતી. ગાંડા તૂર બનેલાં તેનાં પાણી-કિનારા સાથે ટક્કર ખાતાં, વમળો પેદા કરતાં, ભયંકર અવાજ સાથે વહી રહ્યાં હતાં. નદીનું આ પ્રચંડ સ્વરૂપ જોઈ ગોપાલ મુગ્ધ બન્યો તેના નીરમાં પોતાની જાતને ફેંકી દઈ, દૂર દૂર સુધી યાત્રા કરવાનું તેને મન થઇ

આવ્યું. તેને પોતાના બાહુ ઉપર વિશ્વાસ હતો. આવા પૂરમાં તે પહેલાં પણ તર્યો છે. પણ પૂર આવું જ હતું ? આજનું પૂર પહેલાંના પૂરો સાથે સરખાવી શકાય ?

એમાં શું ? નદીનું આ સ્વરૂપ વધારે પ્રચંડ છે, તેનાં નીર આજે વધારે મસ્તાનાં થયાં છે, વધારે ગાંડા બન્યાં છે. તેથી શું ? ખરી મઝા તો આવાજ પૂરમાં પડવાની છે.

બીજીજ ક્ષણે તે સડસડાટ પીપળા ઉપર ચઢી ગયો. કડ...ડ...ડ...ડ...કરતો પીપળો જડમાંથી ઊખડી નદી તરફ ધસ્યો. આજ વખતે ગોપાલે વૃક્ષ ઉપરથી કૂદકો માર્યો અને ધબ્બ કરતોક પાણીમાં પડયો.

" અરે મર્યો ગોપાલ " એ ચાર જુવાનો બોલ્યા.

" એ મરે ખરો. ! "

" અરે આવા ગાંડા પાણીમાં કોની હિંમત છે કે જીવતો બચે. "

" અરે યાર આજથી પાંચ વર્ષ પહેલાં આવું પૂર આવ્યું હતું. ભોલા ચમારનો છોકરો કહે કે હું કૂદીશ. બધાએ ના પાડી. છતાં તે કૂદ્યો બીજે દિવસે દસ માઇલ દૂર ભેખડોમાં ભરાયેલું તેનું મુડદું હાથ લાગ્યું. "

" તો તો ગોપાલનું મુડદું તો શું હાડકું પણ હાથ નહિ આવે " એકે કહ્યું.

" એમાં શંકાને સ્થાન નથી, કારણ પાંચ વર્ષનું પૂર આ વર્ષનાપૂરથી અડધું હતું. આજુ ફેર તાં જુઓને

આ ટેકરા સુધી પાણી આવી ગયું છે." પીપળાનો કડકડાટ અવાજ સાંભળી પંડિત ગજાનન બહાર આવ્યા થોડીવાર પછી અંદર પત્નીને કહ્યું, "સાંભળ્યું ?"

"શું "

"આ ગોપાલિયાનાં પરાક્રમ "

"શું થયું ?"

"થાય શું ! ભાઇ સાબ, ચઢ્યા'તા પીપળે. પીપળો પડયોને ભાઈ સાબ સાથે જ પડયા પાણીમાં."

અત્યંત સ્વસ્થતાથી સતી આ સમાચાર સાંભળી રહી.

"હું તો કંટાળ્યો છું આ છોકરાથી કોઇ દિવસ કંઇનું કંઇ કરી નાખશે. તે દિવસ રાત્રે પણ"

"કઈ રાત્રે ?"

"હં. હં. કંઇ નહિ કંઈ નહિ એ તો કહું છું–રાધેબાબુ એ માતાજીએ તેને રખડવાની ના પાડી છે છતાં તેનો ટાંટિયો ઘરમાં...હરિ હરિ શું થશે હવે ?"

"થશે શું ? તેને તરતાં નથી આવડતું ? પત્નીએ પૂછ્યું"

"તરતાં આવડતું નથી. આવા પૂરમાં કોની હિંમત છે કે તરી શકે. આવ્યો છે મોટો તરવા વાળો" હાથના ચાળા કરી પંડિતજી બોલ્યા.

સંધ્યા થઇ ત્યાં સુધી ગોપાલ ઘેર ન આવ્યો એટલે ભાભીની ચિંતા વધવા લાગી. જાણે કેમ તેમને થતું હતું કે

આજે ગોપાલ અવશ્ય ભાન ભૂલી જશે, પોતાનાં વચનો પણ ભૂલી જશે. અને આવા ગાંડા વરસાદમાં પહેલાંની જેમ રખડવા ચાલી નીકળશે. રાત્રિ આવી આજે ભાભીની ચિંતા વધી ગઈ. ચંદ્રા ભાભીનું મુખ નિરખી તેમની ચિંતા સમજી ગઇ. તેના મનમાં પણ શું નું શું થતું હતું. આવી ભયંકર રાત્રિએ કોણ ઘર બહાર પગ મૂકવાનું પણ સાહસ કરી શકે ? અને છતાં ગોપાલ ઘરમાં ન હતો. એક અદ્‌ભુત વ્યથાથી તેનું દિલ પીડાવા લાગ્યું.

છાપરા ઉપર તડ તડ કરતો વરસાદ પડતો હતો, પવન નળિયાંમાં વિચિત્ર નાદ કરતો હતો. કોઇ કોઇ વાર વંટોળિયા સાથે આસપાસના ઝાડનાં પાંદડાં ઘરની અંદર દોડી આવતાં હતાં.

પત્નીએ રાધેશ્યામને આવી કહ્યું " ગોપાલ હજુ આવ્યો નથી. કંઈ કરો ને, બેઠા બેઠા હુક્કો ક્યાં સુધી પીધા કરશો ?"

નથી આવ્યો ? કેમ નથી આવ્યો ? શાળાથી નથી આવ્યો ? ક્યારનો નથી આવ્યો ? શા માટે નથી આવ્યો ? એમ બને જ કેમ ? પણ કારણ શું ?" એવા એવા એકજ પ્રકારના અનેક પ્રશ્નો પૂછી, પતિદેવે બધી વાત સમજવાનો પ્રયાસ કર્યો.

ત્યાં તો ફાટેલી છત્રીમાં પોતાની કાયા છુપાવી, હાથમાં ફાનસ લઇ પંડિત ગજાનન ત્યાં આવી પહોંચ્યા.

"સાંભળ્યું ને ?" અંદર પ્રવેશતાં જ તેઓ બોલ્યા.

" શું ?"

"આ ગોપાલિયાનાં પરાક્રમો ?"

ભાભી આ સાંભળતાં હતાં.

"હ......અ ! શાં પરાક્રમ ?"

"ભાઇ સાબ, આવા પવનમાં અને વરસાદમાં ચઢયા હતા આપણા ઘર પાસેના પીપળે."

"હ......અ"

ચઢતાં જ પીપળો જડમૂળમાંથી ઉખડી કડ...ડ...ડ ભૂસ કરતો પડ્યો નદીમાં."

"હા...અ...પછી ?"

"પછી શું ? આટલું સમજતા નથી. જાઓ ગોતો એને" મંદ સ્વરે, ઘૂંઘટામાંથી જ ભાભીએ કહ્યું હોવે હોવે તેટલા માટે જ તો હું આવ્યો છું. છૂટકો છે ! એકલો માણસ શું કરું ? ચાલો રાધેબાબુ."

"કયાં ?"

"કયાં ? ગોતવા."

"આવી રાતે ?"

"છૂટકો છે ?"

"ના. પણ ગોતશું કયાં ?"

"કયાંક તો ગોતશું જ ને ?" પંડિતજી વિદ્વતા પૂર્વક બોલ્યા.

"હોવે. ક્યાંક તો ગોતશું જ ને. બિચારો. કેમ કરતાં પડી ગયો." સહાનુભૂતિ બતાવતા, ડોળા ફાડી રાધેબાબુ બોલ્યા.

બીજા બે ચાર માણસોને લઈ તેઓ નદીને કિનારે, વડલા આસપાસ, સ્મશાન સુધી ગોતી આવ્યા પણ ગોપાલનો કંઈ પત્તો લાગ્યો નહિ. અર્ધ રાત્રિ વીતી ચૂકી હતી. વરસાદનું જોર ઓછું થયું હતું. કોઈ કોઈ વાર પાણી ફરીથી પડવા લાગતું.

ઘેર આવી રાધેબાબુએ જ્યારે જણાવ્યું કે ગોપાલનો ક્યાંય પતો નથી, ત્યારે ભાભી પથારીમાં પડી ચોધાર આંસુએ રડવા લાગ્યાં, અને ગૂંગી પોતાની ફાટેલી ગોદડીમાં પડી ઈશ્વર પાસે પ્રાર્થના કરવા લાગી "બધું મંગળ કરજે પ્રભુ!"

પણ પથારીમાં પડે પડે તેને બીજા શા વિચાર આવતા હતા? તેને તેની માતા યાદ આવતી હતી. પોતાના જન્મ વિષે, પિતાએ વનમાં જે વિચિત્ર ગૂઢ વચનો કાઢેલાં તે તેને યાદ આવતાં હતાં. આજે અહીં આવે પાંચ કે સાડા પાંચ મહિના થઈ ગયા છે. તેના શરીરમાં અને મનમાં જે અજબ પરિવર્તન થઈ રહ્યું છે તે કોને કહે?

પડખું વાળી તે પથારીમાં પડી અને ગોપાલની યાદ આવતાં તેની આંખોમાંથી પાણી પડવા લાગ્યું.

રાધેબાબુ થાકી ગયા હતા. થોડી જ વારમાં તેમના નસકોરાં બોલવા લાગ્યાં; પણ ભાભીને કેમે ઊંઘ આવી

નહિ. ભાભી હમણાં હમણાં ગોપાલવાળા ઘરમાં સૂતાં હતાં. સામેના ઘરમાં ચંદા અને મિશ્રાણીજી સૂતાં હતાં.

રાતના બે વાગે, કોઇએ બારણું ખખડાવ્યું. ચંદા જાગતી હતી. એકા એક બારણું ખોલી જુએ છે તો ગોપાલ. કાદવથી ખરડાયેલ ચીંથરેહાલ. આ અવસ્થા જોઈ ચંદા હેબતાઇ ગઈ. એકાએક તેનો હાથ પકડી અંદર લઇ ગઇ.

પાણી સાવ બંધ થઇ ગયું હતું. ચંદાએ નહાવા માટે પાણી કાઢી આપ્યું. મૂંગે મોઢે તેણે સ્નાન કરી લીધું; ધોતલી બદલી જ્યારે તે સ્વસ્થ થયો ત્યારે ઠંડીથી તેના દાંત કટકટ થતા હતા.

મૂંગે મૂંગે ચંદા આ દૃશ્ય જોતી રહી. એક ક્ષણ ગોપાલ પણ સ્તબ્ધની જેમ ઊભો રહ્યો. પછી ઘર બહાર આવી સામેના ઘરનો દરવાજો ખખડાવવા લાગ્યો.

"કોણ?" ભાભીએ પૂછ્યું.

"ગોપાલ"

ભાભીએ દ્વાર ખોલ્યું. દ્વાર ખૂલતાંજ ગોપાલ ભાભીના ચરણોમાં પડ્યો. "માફ કરજો ભાભી તમારું વચન...."

ભાભીની આંખોમાં આંસુ હતાં. તે એક શબ્દ બોલી શક્યાં નહિ. ગોપાલ પણ કંઇ ન બોલ્યો. ચંદા આ દૃશ્ય જોતી રહી.

અંદર જઈ, ગોપાલ પોતાના ઓરડામાં પથારી ઉપર પડયો. ભાભી પોતાની પથારીમાં પડ્યાં ક્યાંઇ સુધી રોતાં રહ્યાં?

પણ તે જ રાત્રિએ, ઘેર જઇ પંડિત ગજાનને પત્નીને સમાચાર આપ્યા કે ગોપાલનો ક્યાંય પતો નથી. તે તો હવે પચીસ થી ત્રીસ માઇલ દૂર તણાઈ ગયો હશે. અને કોઈ ભેખડ સાથે અથડાઇ......ત્યારે પત્નીએ કહ્યું:

"આવી અમંગળ વાતો કરશો નહિ. તેને કશું જ થવાનું નથી. તે હેમ ખેમ પાછો ફરશે."

"હા. હા. કેમ નહિ આવે? અવશ્ય આવશે. તને તેના માટે આટલી લાગણી છે પછી..."

"લાગણી છે એટલે જ કહું છું તેને કશું જ થવાનું નથી."

"ખરી વાત, ખરી વાત...પણ પાંચ વર્ષ પહેલાં ભોલા ચમારનો છોકરો......"

"ભોલા ચમારના છોકરાની વાત, આજરાત્રે કરશો નહિ."

"નહિ કરું, નહિ કરું–તને દુઃખ થશે."

"દુઃખ કેમ ન થાય. ઊંઘી જાઓ."

પંડિતજી થોડીવારમાં ઊંઘી ગયા. સતી નદીના પૂર સાથે માનસિક યાત્રા કરવા લાગી. તેને થયું ગોપાલને કંઈ જ થવાનું નથી.

જ્યારે ગોપાલ ઘેર આવ્યો ત્યારે સતીના ચિતને શાંતિ વળી ને પછી તે ઘસઘસાટ ઊંઘી ગઇ.

૮

તેજ રાતના સખત ઠંડી લાગી ગોપાલને તાવ આવ્યો. બીજે દિવસથી સળેખમ સાથે સાથે ઉધરસ પણ આવવા લાગી અને તેનો તાવ વધતો ગયો. ભાભી અત્યંત શિથિલ થઇ ગયાં. પતિ પાસે જઈ બોલ્યાં; " શું બેઠા છો આમ ? "

" કેમ ? " નેત્ર વિસ્ફુરિત કરી તેમણે પૂછ્યું.

" દવા નથી લાવવી ? "

" દવા ? શા માટે ? "

" ગોપાલ માટે ! "

"ગોપાલને શું થયું છે?"

"તમે ઘરમાં રહો છો કે નહિ? તે દિવસનો તાવ આવે છે. ઉતરતો જ નથી."

"ઉતરતો નથી. મને કેમ ન કહ્યું? વાહ!"

"ભૂલ થઇ કે ન કહ્યું. હવે તમે દવાખાને જઈ દવા લઈ આવો."

"હમણાં જ લઇ આવું?"

"નહિ તો ક્યારે લાવશો? પછી આફિસે નથી જવું?"

"હો હો. કેમ નહિ? જવાનું તો હોય જ ને?"

"તો પછી જલદી તૈયાર થઇ ને જાઓને."

"હો. હો. પણ તું જરા નાસ્તો ને લસ્સી..."

"હમણાં મોકલાવું છું."

"આજે બહુ ભૂખ નથી એટલે, વધુ નહિ મોકલાવે તો ચાલશે; પણ પેલાં...ગુલાબ જાંબુ જો હોય તો બે ચાર......"

પત્ની, પતિના ખાવાના પ્રેમને જાણુતાં હતાં, એટલે તેમનાથી આ વખતે પણ હસ્યા વગર રહેવાયું નહિ; પણ ગોપાલનું મુખ જોઈ તેમનું હસવાનું ઊડી ગયું. બે દિવસના તાવમાં જ ચહેરો કેવો ફિક્કો પડી ગયો છે. આજ પાંચ વર્ષથી ગોપાલ આજ ઘરમાં રહે છે પણ કોઈ દિવસ તેનું માથું દુખ્યું નથી.

ગોપાલ પથારીમાં પડ્યો પડ્યો વિચારે છે–કોઇ દિવસ નહિ અને આજે કેમ માંદો પડ્યો. જીવનના આ અઢાર વર્ષોમાં તેને કંઇ રોગ થયો નથી. નદીમાં તો આમ ઘણી વાર પડ્યો છે. શા માટે આજે તાવ આવ્યો છે!

ચંદા દૂધ લઈ જ્યારે તેના ખાટલા પાસે આવી ત્યારે તેના નેત્રો બંધ હતાં. ચંદા એમને એમ ઊભી રહી. જ્યારે તેણે નેત્રો ખોલ્યાં ત્યારે દૂધ ધર્યું.

" ભૂખ નથી " તેણે કહ્યું.

" આં...આં " " ભાભીએ પીવાનો હુકમ કર્યો છે " ગૂંગીએ પોતાની ભાષામાં સમજાવ્યું.

ભાભીનો હુકમ. ભલે. તે દૂધ પી ગયો, પણ પીતાં જ ઉલ્ટી થઇ ગઈ. ચંદા ખાટલા ઉપર પગ મૂકી તેનો વાંસો થાબડવા લાગી. પછી પાણી લાવી તેનું મુખ ધોવરાવ્યું, અને રાખ નાખી બધું સાફ કરી ચાલતી થઈ.

ગોપાલ આ જોતો રહ્યો. ભાભી અને ચંદા બન્ને તેની કેટલી સેવા કરે છે? અને તે?

રાધે બાબુ દવા લઇ આવી બોલ્યા. " લ્યો...હં. હં. આ દવા. કહો તો દાક્તર બાબુને બોલાવી લાવું. "

પત્નીએ કહ્યું " તેના જેવું એકે નહિ. સાંજના બોલાવી લાવજો. "

" હો. હો. ભલે...તો હવે જમી લઉં દફતરે જવાનું મોડું થાય છે. "

" ભલે. "

મિશ્રાણીજીએ આસન બિછાવવા ચંદાને હુકમ કર્યો. ચંદાએ આસન બિછાવ્યું, સામે બાજોઠ મૂકી અને પછી મિશ્રાણીજીએ થાળમાં રસોઇ પીરસી. જ્યારે થાળ સામે આવ્યો ત્યારે અત્યંત ખુશ થઇ રાધે બાબુ બોલ્યાઃ

" વાહ મિશ્રાણીજી વાહ. આજે ફણુસનું શાક બનાવ્યું છે ને શું ? અને આ ? વાહ ફૂલવડીનું રાયતું કે ? અને આ ? ફુદીનાની ચટણી વાહ વાહ, ગરમીના દિવસોમાં ફુદીનાની ચટણી એટલે બસ લૂ સામે રામબાણ ઇલાજ. હે મિશ્રાણીજી."

"જી" મિશ્રાણીજી હસતાં હસતાં બોલ્યાં; મનમાં બોલ્યાં–હવે તો ચોમાસું બેઠું છે.

" વાહ...અને દાળ ? અડદની કે ? વાહ. અડદની દાળમાં જેટલું ઘી નાખો તેટલી સારી લાગે. કેમ ખરુંને મિશ્રાણીજી. "

"જી" ફૂલેલી રોટલી ઉપર ઘી ચોપડતાં તે બોલ્યાં.

" રોટલી ઉપર ઘી શા માટે ચોપડો છો મિશ્રાણીજી. તેટલું ઘી તમ તમારે મારી દાળમાં જ નાખી જાઓ ને ? " અને પછી ચારે કોર દૃષ્ટિ નાખી, પત્ની હાજર નથી એ જોઇ બોલ્યાંઃ

" મિશ્રાણીજી ? "

" જી "

" એને ઘીને કકડાવી જરા દાળમાં તો નાખી જાઓ. "

" દાળમાં નાખ્યું છે."

" હં. હં. નાખ્યું છે? વાહ વાહ સરસ દાળ છે. પણ જુઓને જરા ઘી ઓછું છે. તમ તમારે થોડુંક ઘી..."

" જી... ઘી કાલે ચાલે..."

" એ તો ચાલ્યા કરે. નહિ હોય ત્યારે નહિ ખાઇએ. તમ તમારે..."

" જી "

" શું જી? લાવોને."

" લાવી, "

" વાહ, વાહ, વાહ, શું તમારા હાથની દાળ બને છે!"

દાળ તો તમારાજ હાથની એ રાંધે પણ તમારા હાથ જેવી રસોઈ તો મેં..."

" જી "

" વાહ. ખૂબ કકડાવ્યું છે તે ઘી?" મિશ્રાણીને ઘીની વાડકી સામે આવતાં જોઈ બોલ્યા.

" હાજી. "

" ભલે ભલે રેડો તો દાળમાં વાહ" અને પત્નીનો પગરવ સાંભળી બોલ્યા વાહ વાહ શું સરસ શાક બન્યું છે. મિશ્રાણીજી–રોટલી ચોપડવાનું માંડી વાળો ઘીનો ભાવ હમણાં બહુજ..."

" જી " મિશ્રાણીજી હસતાં હસતાં બોલ્યાં

"હજી તમે જમી નથી રહ્યા?"

"ઓહ! આ જમી લીધુંને!" ઉતાવળે ઉતાવળે ખાતા રાધે બાબુ બોલ્યા.

અને ભોજન કરી જ્યારે પતિ ચાલ્યા ગયા ત્યારે પત્ની બોલ્યાં:

"મિશ્રાણીજી! માજી જાણે ક્યારે આવશે? મારાથી તો આ સહન નથી થતું બાપુ."

"લ્યો એમાં ગભરાઓ છો શું? હમણાં સારું થઈ જશે."

પણ હજી ગોપાલને સાવઠીક નથી થયું ત્યાં તો ભાભીને તેડાવવાનો પત્ર આવ્યો. માતાજી ત્યાં જઈ સખત તાવમાં પટકાયાં છે. દેરાણીની સ્થિતિ ગંભીર છે. વહુને જલદી મોકલી દો.

આ સમાચાર સાંભળી ભાભીની આંખમાંથી આંસુ સરવા લાગ્યાં. તે દિવસ સાંજના ભાભી ગોપાલના ખાટલામાં બેઠાં હતાં. તેમની આંખો રડી રડીને લાલ થઇ ગઇ હતી.

"ભાઇ?" ગોપાલે કહ્યું.

"હા ભાઇ."

"આંખો કેમ લાલ છે?"

"કંઇ નહિ ભાઈ."

"તોય?"

ફરીથી નેત્રોમાંથી પાણી પડવા લાગ્યું.

"મને નહિ કહો ભાભી ?"

"તારી તબિયત સારી નથી અને મારે જવાનું..."

"ક્યાં જવાનું છે ભાભી ?"

"મા પાસે."

"કેમ !"

"તે પણ માંદા છે અને દેરાણીની સ્થિતિ ગંભીર છે મારે જવું પડશે ગોપાલ."

"ઓ ! એમાં રડો છો ? ભાભી મને કંઇજ નથી થવાનું. મને ઠીક થઇ જશે બે દિવસમાં. તમે ચિંતા શા માટે કરો છો ? જાઓ ખુશીથી."

"પણ મન કેમે માનતું નથી."

"અવશ્ય માનશે ભાભી. તમારે જવું જ જોઈએ."

"પણ તને..."

"મને બે દિવસમાં ઠીક થઇ જશે. પછી ઘરમાં મિશ્રાણીજી છે. ચંદા છે. ચિંતા શી ?"

આજ વખતે પંડિત ગજાનન સંધ્યા કરી ગાતા હતા :

**तीरथ को सब फिरे, देव पूजा करे ।**
**वासना ना भरे......मे...मे...मे... ॥**

અને સતી તેમના જાડા રાગને અનુસરવાનો પ્રયાસ કરતી હતી.

"હું જાઉં છું." તે બોલી.

"ક્યાં?"

"રાઘેબાબુને ત્યાં."

"કેમ?"

"ગોપાલને જોવા. સખત તાવ આવે છે."

"ઓ. ભલે. ભલે. પધારો."

સતી જ્યારે ઘેર આવી ત્યારે ગોપાલે છેલ્લું વાક્ય ઉચ્ચાર્યું હતું. "ચંદા છે...ચિંતાશી?" "અને સતી પણ છે, ચિંતાશી?" અંદર આવીને સતી બોલી.

સતીને જોઇ ભાભી અત્યંત પ્રસન્ન થયાં. બેસાડી બોલ્યાં:

"શું કરું? મારે તો જવું જ પડશે, કાલની ગાડીમાં. તમે છો એટલે ચિંતા નથી. સંભાળ રાખજો."

"ભલે ચિંતા ન કરશો?" સતીએ કહ્યું.

ચંદા મૂંગી મૂંગી ત્યાં ઊભી હતી. સતીનું સૌંદર્ય જોઈને તે મુગ્ધ બની. સતીને ઘણીવાર જોઈ છે, પણ આજે તે કેટલી સુંદર લાગે છે?

"ભાભી, તમે તમારે જે કામ કરવું હોય તે કરો, હું બેઠી છું."

"ભલે" કહી ભાભી પોતાના બીજા કામમાં વળગ્યાં.

ગોપાલના ખાટલામાં બેસી તેનું માથું દાબતાં સતીએ કહ્યું.

"કેમ બહુ માથું દુઃખે છે?"

ગોપાલ સ્હેજ હસ્યો.

"અને પગ પણ?"

ગોપાલે જવાબ દીધો નહિ. પછી સતી ચંદા તરફ ફરી બોલી.

"આમ આવ."

ચંદા પાસે આવી.

"પગ દાબ તો. શરમાતી નથીને?"

"આં. આં." કરી ચંદા પગ દાબવા લાગી. ગોપાળે આનાકાની કરી પણ સતી સામે તેનું ચાલ્યું નહિ. નેત્રો બંધ કરી પડી રહેવાનું ફરમાન મળી ગયું.

ચંદા તરફ એક ક્ષણ સતી જોઇ રહી.

આ પાંચ સાડાપાંચ મહિનામાં ચંદા ખરેખર ડીલમાં ઠીક વધી હતી. તેણે પૂછ્યું "કેમ ગમે છે ને અહીં?"

ચંદા સ્હેજ હસી.

"ભાભી જાય છે. હું તો ચોવીસ કલાક અહીં નહિ હોઉં...ભાઇને કંઈ ઊણપ આવવા દેતી નહિ. શું સમજી?"

ચંદાએ સ્હેજ હસીને જ જાણે ઉત્તર આપ્યો.

અને જ્યારે બીજે દિવસે ભાભી ચાલ્યાં ગયાં ત્યારે ઘર આખાનો ભાર ચંદા ઉપર આવી પડ્યો. સતીનાં વચનો જાણે કેમ પાળવા મથતી હોય તેમ ચંદા અહર્નિશ ગોપાલની સેવામાં મગ્ન રહેતી. સવારમાં વ્હેલી ઊઠી ઘરનું બધું કામકાજ પતાવી તે ગોપાલના ખાટલા પાસે આવીને બેસી જતી. દિવસમાં એકવાર સતી પણ આવી જતી પણ તેની સેવાનો બધો ભાર તો માથે પડ્યો હતો ચંદાને અને તે તેને સહર્ષ બજાવતી હતી.

+ + +

વર્ષાના દિવસો, ઘનઘોર અંધારી રાત્રિ ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. ખાબોચિયામાં દેડકાં ડ્રાંઉ ડ્રાંઉ સંગીત આલાપતાં, જૂની દિવાલોની તડમાં ભરાયેલાં તમરાં તમ તમ તમ અવાજ કરતાં હતાં. વર્ષાનું આ સૌમ્ય સ્વરૂપ હતું. તેમાં ભયંકર ગાજવીજ ન હતી. ભયંકર તોફાન ન હતું, અને પાણીની પડતી ત્રમઝટ ઝડીઓ પણ ન હતી. મંદ મંદ વરસતો મેહ મોરલાઓને ઉન્મત્ત બનાવતો હતો. અને દેડકાંઓને વધુ સંગીતમય બનવા પ્રેરતો હતો. કોઈ કોઈ વાર રડ્યું ખડ્યું વાદળું ગાજવા માંડતુ અને વીજળી ઝબૂકી ઊઠતી. ઠંડો પવન વાતો હતો.

ગોપાલ પથારીમાં પડેલો હતો; એકાએક બાળપણમાં સાંભળેલ એકગીત યાદ આવ્યું.

**“ दादुर मोर पपैयारे बोले.........”**

આજે રાત્રે દાદુર અને મોર બોલે છે. બાળપણમ
કથા સાંભળતો. વૃંદાવનમાં આવાજ મોરલા બોલતા હશે
મેઘ ગર્જના થતી હશે. દેડકાં બોલતાં હશે, અને વટવૃક્ષ
નીચે કૃષ્ણ બંસી વગાડતો હશે. ગાયો ભાંભરત
ભાંભરતી ત્યાં દોડી આવતી હશે. યમુનાનાં કાળાં ની
ગાંડા બની દોડતાં હશે...અને પેલી કિશોર વયસ્ય રાધા
ઘરમાંથી ભાગીને તે કૃષ્ણને મળવા આવી હશે. બન્ને વાત
કરતાં હશે.

“ કૃષ્ણ ! ! કેમ વગાડી બંસરી ? ”

“ તને બોલાવવા રાધા. ”

“ મને બોલાવવા ? ”

“ હા. તને. ”

“ બોલાવી શા માટે ? ”

“ રમવા. ”

“ શું રમશો ? ”

“ તું કહીશ તે. ”

અને પછી રાધા અને કૃષ્ણ તાળી દઈ, આંખે પા
બાંધી રમે છે. બીજા બાલ ગોપાલો પણ આવી લાગે
બીજી કિશોરીઓ પણ આવે છે અને પછી તો વટવૃ
ઉપર ચઢી બધા રમે છે.

કેટલું સુખી જીવન છે આ ગોપાલોનું ?

કૃષ્ણ કહે છે. " જુઓ પેલી જમના. "

" ગાંડી તૂર બની છે. "

" કોણ કૂદશે કાલિંદીમાં "

" કોઇ નહિ " કૃષ્ણનો હાથ પકડી રાધા કહે છે.

" વાહ. તું પણ કૂદ મારી સાથે. "

" ના ભાઈ ! કોઇએ કૂદવાનું નથી " લાડ કરતી રાધા કહે છે. પણ કૃષ્ણ કોઈનું માનતો નથી; વટવૃક્ષની ઊંચામાં ઊંચી ડાળીએથી તે યમુનામાં ઝંપલાવે છે !

અને ગોપાલ આ દૃશ્ય જોઇ ચકિત થાય છે અને બોલી ઊઠે છે. વાહ કૃષ્ણ વાહ "

" શું છે ! " ચંદા બોલી ઊઠી.

ગોપાલે નેત્રો ખોલ્યાં...આહ આ નથી વૃંદાવન–નથી અહીં બંસીધર–નદી યમુના–નથી રાધા નથી કૃષ્ણ...પણ ઘરમાં દીવો ટમ ટમ ટમ બળે છે, દેડકાં ડ્રાંઉ ડ્રાંઉ કરે છે અને કોઇ કોઇ વાર મોરલા બોલે છે ને રાધાને બદલે છે ચંદા–ગૂંગી !

દીવાના મંદ પ્રકાશમાં ચંદા સુંદર લાગતી હતી. પેલી રાત્રિની ગૂંગીમાં અને આ ગૂંગીમાં કેટલો ફેર છે. ઠંડીથી ધ્રૂજતી, ભૂખથી વ્યાકુળ, ચીંથરે હાલ તે જ બાળા તેની પડખે હોડીમાં બેઠી હતી. આજે તે હૃષ્ટપુષ્ટ દેખાય છે, વહ

સશક્ત બની છે...પણ તેનું મુખ? સુંદર તો છે–પણ તેમાં કંઇક અભેદ વ્યથા ભરેલી છે. તેની ભૂરી આંખો? આજ ચંદા આજ ઘરમાં આટલા દિવસોથી રહે છે પણ તેણે તેના તરફ આમ જોવાની જિજ્ઞાસા બતાવી નથી. તેના વિષે કંઈ પણ જાણવાની પરવાહ કરી નથી; તેના હૃદય સુધી પહોંચવાની દરકાર કરી નથી.

વ્યાકુળ નયને ચંદા તેની સામું જોતી રહી. તેની આંખો પૂછતી હતી–શું થયું? શું બોલતા હતા? શા માટે એમ બોલતા હતા.

કિશોરી રાધા! ગોપાલ વિચારી રહ્યો. તેનાં નેત્રોએ જાણે ચંદાને આવાહન આપ્યું, ચંદાએ પોતાનો હાથ તેના કપાળ ઉપર મૂક્યો અને જાણે કહેવા મથી રહી...

"હજી તમને ઠીક નથી. સાવ ઠીક ક્યારે થશે?" ગોપાલે ધીરેથી પોતાનો હાથ તેના હાથ ઉપર મૂક્યો, પછી તેનો હાથ પોતાના હાથમાં ખેંચી તેને ખાટલા ઉપર બેસવા કહ્યું.

ચંદા ખાટલા ઉપર બેસી ગઇ. મૂંગી બેઠી તે તેનું માથું દબાવતી રહી. ક્યાં સુધી તે આમની આમ બેસી રહી? બહાર ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. કોઇ વાર પવન વેગથી વાતો ત્યારે ઘર ઉપરનાં નળિયાં ખડખડી ઊઠતાં, દેડકાંઓનું સંગીત ચાલુ હતું ચંદા શું વિચારતી હતી? તેના હૃદયમાં શી મથામણ ચાલતી હતી?

તેને તે રાત્રિ યાદ આવી. ભૂખથી વ્યાકુળ, કષ્ટોથી

ત્રાસિત, માતાના વિયોગમાં મૂઢ જેવી બનેલી–સ્મશાનમાં પડી તે મોતનું આવાહન કરતી હતી. ક્યાંથી એકાએક આ ગોપાલ આવી લાગ્યો ? શા માટે હોડીમાં બેસી તે તેની સાથે, સાવ એકલી, તે અંધારી રાત્રિએ નદીમાં યાત્રા કરતી રહી–ભૂખ મટાવવા માટેસ્તો. અને પછી તે આખો બનાવ તેનાં નેત્રો સામે નાચવા લાગ્યો.

આજ તે ગોપાલ છે. તાવથી તેનું શરીર બળે છે, હૃષ્ટપુષ્ટ તેની કાયા ક્ષીણ બની છે. અને પછી...સવારના સાડા ચાર વાગે...ઓહ ! તે કંપી ઊઠી. તેનું શરીર છિન્ન લતાની જેમ ધ્રૂજી ઊઠ્યું.

"કેમ ?" ગોપાલે તેની સામું જોયું.

તેના નેત્રોનાં ખૂણામાં પાણી હતાં.

ગોપાલે તે જોયું પણ કંઈ બોલ્યો નહિ.

ચંદ્રા વિચારી રહી–તેનું શું થશે ? તેના શરીરમાં બીજો જીવ પ્રવેશ્યો છે તેમાં શંકા નથી. પણ આ વાત–આ વ્યથા તે કોને કહે ? તેનું શું થશે ? અને તે વિચાર આવતાં જ તેનાં નેત્રોમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં. તેણે ગોપાલ તરફ એક કાતર દૃષ્ટિ ફેંકી અને બીજી ક્ષણે તે ગોપાલની ખુલ્લી છાતી ઉપર પોતાનું માથું નાખી બાળકની જેમ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

ગોપાલ એક ક્ષણ મૂઢની જેમ પડ્યો રહ્યો. તેને સતીનાં વચનો યાદ આવ્યાં—સમસ્ત વિશ્વ સ્નેહ ઉપર

અવલંબે છે આ-નિરાધાર બાળા-જેનું આ સંસારમાં કોઇ નથી આજે વ્યથાથી પીડિત-તેનો સ્નેહ ચાહે છે-તેણે પોતાનો હાથ તેના મસ્તક ઉપર મૂકયો અને કયાં સુધી ચંદા-એમને એમ તેની છાતી ઉપર પડી રહી.

ચંદાના હૃદયમાં શા શા વિચાર ચાલતા હતા! આ ગોપાલને તે હૃદયથી ચાહે છે-પણ તેને તે સ્વીકારશે! જ્યારે તેને ખબર પડશે કે તે ત્યાજ્ય છે-તે અપવિત્ર છે-તે તેના પ્રેમની પાત્ર થવા નાલાયક છે-ત્યારે તેનું શું થશે! આ એક જ ક્ષણ તેના માટે કેટલી મહાન છે! તે પોતાની જાતને રોકી શકી નહિ-પોતાનું મુખ ગોપાલના મુખ પાસે લાવી, પોતાના બન્ને બાહુ તેના શરીરને વીંટાળી-તે તેમની તેમ પડી રહી.

બીજી ક્ષણે ગોપાલે તેને પોતાના અંકમાં ભરી લીધી. કયાં સુધી બન્ને તેમ પડ્યાં રહ્યાં.

રાત્રિ આગળ ધપતી હતી. કોઇ કોઇ વાર મેઘ ગર્જના થતી હતી, દેડકા ડ્રાંઉ ડ્રાંઉ કરતાં હતાં, મોરલા આમ્ર વૃક્ષો ઉપર કેકારવ કરી મેઘને આવાહન કરવા લાગી પડતા...અને આ ઓરડામાં બન્ને જીવ એક બીજાના સ્નેહમાં તરબોળ બનેલાં હતાં...ગોપાલનાં નેત્રો બંધ હતાં-કાલિંદીનાં ઘેરાં નીર મસ્ત બની દોડતાં હતાં-કૃષ્ણ અને તેના મિત્રો એ તોફાની પાણીમાં તરતા હતા અને પોતાની સહચરીઓ તરફ જોઇ જોઇ તેમને ચીઢવતાં હતાં.

૯

ભાભીને ગયે બે માસથી વધુ થઇ ગયા છે છતાં ગોપાલને હજી સાવ ઠીક થયું નથી. તેને પોતાને આ બીમારી માટે આશ્ચર્ય થાય છે! આવી લાંબી બીમારી તેણે કદી ભોગવી નથી. ભાભી દૂર દૂર ચાલ્યાં ગયાં છે. સતી આવી તેની ખબર લે છે. જાણે ક્યારે સાવ ઠીક થઈ જશે.

રાધે બાબુ ભાભીને મૂકી આવી ગયા છે અને તેમના કામમાં મસ્ત રહે છે. કોઇ કોઈ વાર આવી ગોપાલના સમાચાર પૂછી લે છે "કેમ ગોપાલ–હં–હં–સારું છે ને?"

મંદ હસી ગોપાલ જવાબ આપે છે "હા."

બપોરનો વખત હતો. આજે વાદળાં વિખરાઇ ગયાં હતાં અને સૂર્યનો તાપ પૃથ્વી ઉપર પડી તેને વધુ પ્રફુલ્લિત બનાવતો હતો. ગોપાલને આજે ક્યાંય ગમતું ન હતું.

આજ વખતે સતી આવી.

"કેમ ?" તેણે અંદર આવી હસતાં હસતાં પૂછ્યું.

ગોપાલ મંદ હસ્યો.

"ખાટલામાં પડ્યું રહેવું ગમતું નથી. નહિ ?"

"હા જીજી. હવે આમ ગમતું નથી."

"તો શું ગમે છે ?"

ગોપાલ મંદ હસ્યો.

"તમને શું ગમે છે તે હું જાણું છું" સતી બોલી.

ગોપાલ સતીના મુખને નિહાળતો રહ્યો.

"વન વનમાં, ડુંગરે ડુંગરે ભટકવાનું મન થાય છે નહિ."

"હા જીજી."

"અને ફરીથી નદીમાં પડી તરવાનું મન થાય છે નહિ ?"

ગોપાલ ફરીથી હસ્યો.

"પણ ભાઇ, ભાભીનાં વચનો ન પાળ્યાં તેમાં આ તાવ આવ્યો. બીજી ફેરા તેમના હુકમની અવહેલના કરી તો તો જાણે શું થઇ જશે, ખબર છે ?"

"ખબર છે."

"શું ?"

"યમરાજને ઘેર પહોંચીશ."

"એમ ?"

"હા."

પછી બન્ને મૂંગા બેઠા રહ્યાં. સતીનો હાથ પોતાના હાથમાં લઈ ગોપાલ સતીનું મુખ અવલોકતો રહ્યો.

"જીજી."

"હાં."

"તમે અહીં જ રહો તો ?"

"તો પછી–તમારા પંડિતજીની સેવા કોણ કરશે ?"

ગોપાલે જવાબ ન આપ્યો.

"ચંદા નથી ગમતી ?" સતીએ હસીને કહ્યું.

"ગમે છે."

"તો પછી ?"

"ચંદા ક્યાં, જીજી ક્યાં ?"

"એમ ?" સતીએ હસીને કહ્યું.

સાંજથી જ ગોપાલને વધુ બેચેની જણુવા લાગી. રોજ કરતાં આજે તાવ પણ વધારે હતો. વ્યથાથી તે વારંવાર પોતાના હાથ પગ પછાડતો હતો. કામથી પરવારી જ્યારે તે ગોપાલ પાસે આવવા લાગી ત્યારે મિશ્રાણીજી બોલ્યાં :

"બધું કામ કરી લીધું?"

ચંદાએ સૂચવ્યું "હા."

"હમણાં હમણાં તારું ચિત્ત ક્યાં ભમે છે? પેલા દેગડામાં પાણી ભર્યું? સવારે નહાવા ગરમ પાણી નથી કરવાનું?"

ચંદાને યાદ આવ્યું કે તેણે દેગડામાં પાણી ભર્યું નથી. તે પાછી ફરી અને પાણી ભરી ચાલવા લાગી.

"પણ એ!"

ગૂંગી ઊભી રહી.

"ગ્યાસતેલની બાટલી ખાલી છે. ભરીને જા."

મિશ્રાણીજી હમણાં હમણાં આ ગૂંગીથી ક્ષુધિત રહેલાં હતાં. ચંદાની ગોપાલ પ્રત્યેની લાગણીથી તેઓ અપરિચિત ન હતાં; અને હમણાં હમણાં તો આ રાંડ જ્યારે જુઓ ત્યારે પેલા ઓરડામાં જ ભરાઈ રહે છે. એ તે કંઈ સારું કહેવાય? પોતે પણ સ્ત્રી છે, હજી કાંઈ તેમની ઉમર બહુ મોટી નથી–પાંત્રીસ વર્ષની–છતાં તેઓ કેટલા સંયમથી રહે છે. ઘણીવાર પંતુમલ અને મોતીએ તેના પ્રેમ માટે ભિક્ષા માગી છે, પણ તેઓએ તેમને એ બધી દરખાસ્તોને ઠોકરે મારી છે. મરે રે! ત્યારે આતો જુઓ...અને મિશ્રાણીજીની આંખો ઘણીવાર સાશ્ચર્ય ચંદાના આખા શરીરને વેધી–તેનું સાંગોપાંગ નિરીક્ષણ કરવા મથી રહેતી...અને...હવે...તો તેમની શંકા વધારે દૃઢ થવા માંડી છે...ના બાઇ. દાળમાં કંઇ કાળું છે અવશ્ય...મેરે રે...આ છોડી ઘરને કલંક તો

નહિ લગાડે.. પછી સૂતી વખતે પોતાની આ શંકાશીલ દૃષ્ટિ વિષે તેમને પશ્ચાત્તાપ થતો અને તે કહેતાં...છિ...છિ. એવું તો હોય...હોય તોયે મારેશું...મરે રાંડ-પડે ચૂલામાં એમાં મારા બાપનું શું જાય છે......પણ બીજીજ ક્ષણે તેમને થતું એમ તે ચાલે ! આ ઘરમાં રહી આવા ક્રૂર કર્મો શે ચલાવી લેવાય ? અને જો વાત સાચીજ ઠરે તો ! ......હે ભગવાન...આ ઘરને કાળી ટીલી લાગશે...લોકો શું કહેશે ? આંગળી ચીંધી ચીંધી આ ઘરને વગોવશે...... માતાજીને થશે દૂધ પાઈ પાઈને આ સાપણ ક્યાંથી ઉછેરી ?

પણ ગોપાલ આને માટે જવાબદાર છે ? આ વાત મિશ્રાણીજી પણ માનવા તૈયાર ન હતાં.. તો પછી આ માટે જવાબદાર કોણ ? તે વિચારવા લાગતાં ? અને જુઓને રાંડને શરમજ ક્યાં છે ? જ્યારે જુઓ ત્યારે તેના ઓરડામાંજ ભરાઈ રહે છે તે ?

અને પછી "હે ભગવાન–આ બધું ખોટુંજ હોય... મારી આંખો ખોટી ઠરે" તેમ કરી તેઓ ઊંઘી જવાનો પ્રયત્ન કરતાં.

જ્યારે ચંદા ગોપાલના ઓરડામાં આવી ત્યારે તે અત્યંત બેચેન બનેલો પથારીમાં આળોટતો હતો અને હાથ પગ પછાડતો હતો.

ચંદા તેની પથારીમાં બેસી ગઈ અને તેનું માથું તથા પગ દાબતી રહી. મોડી રાત સુધી તેને ઊંઘ આવી નહિ. વારંવાર તે ચંદાને ઊંઘી જવાનું કહેતો, પણ તે કેમ કરીને ત્યાંથી ઊઠી નહિ.

મોડી રાત્રે તેને ઊંઘ આવી ગઈ.

\+ + +

આજે સવારના પાંચ થઈ ગયા છે. છતાં ઘંટીનો અવાજ ઘરમાંથી સંભળાતો નથી. મિશ્રાણીજીની ઊંઘ આજે ક્યારની ઊડી છે. કેટલા વાગ્યા છે? તેઓ વિચારવા લાગ્યાં. પથારીમાંથી જ તેમણે આંગણામાંથી આકાશભણી દૃષ્ટિ નાખી–ઓય માડી સાડાચારથી પાંચનો શુમાર છે. ઊઠ બાઈ ઊઠ. પણ આજે પેલી ગૂંગલી હજી સુધી કેમ ઊઠી નથી? રાંડને થઈ શું ગયું છે? તેઓ ત્યાંથી ઊઠી પરસાળમાં જ્યાં ઘંટી મૂકી હતી ત્યાં આવ્યાં. લ્યો ત્યાં પણ કોઈ નથી હવે?

રાંડ સૂતી લાગે છે. પણ પથારીમાં નથી. તે પેલા ઘરમાં શું કરે છે? તે ચાલ્યાં...સામેના ઘરમાં આવ્યાં... અને ગોપાલના ઓરડામાં આવી જુએ છે તો...!

ઓય મારી મા! આતો જુઓ!! ખાટલામાં ગોપાલના પગ ઊપર માથું નાખી રાંડ ઊંઘે છે. છટ્ બેશરમ... આ વાત છે...અને પછી?

"અલી એ મૂઈ કમજાત–રાંડ!...લાજ નથી આવતી..."

એકાએક ગૂંગીની ઊંઘ ઊડી ગઈ અને જુએ છે તો સામે ઊભાં છે મિશ્રાણીજી–તેમની લાલ લાલ આંખો વડે જાણે તેને ભસ્મીભૂત કરવા માગે છે! સફાળી તે ખાટલામાંથી ઊભી થઈ ગઈ. ગોપાલ પણ એકાએક જાગી ગયો.

"શું છે?" તેનાથી બોલાઈ ગયું.

"શું છે? છોડીને બગલમાં ઘાલી રાત આખી સૂતાં શરમ નથી આવતી અને પૂછો છો શું છે?"

ગોપાલ આનો કંઇજ અર્થ સમજી શક્યો નહિ. બીજી ક્ષણે તેના કાનો ઉપર શબ્દ પડવા લાગ્યા "આ નહિ ચાલે રાઘેબાબુ! આવા અધમવેડા ઘરમાં નહિ ચાલે. મારાથી નહિ રહેવાય આ ઘરમાં હવે..."

આ બૂમબરાડ સાંભળી રાઘેબાબુ ડોળા ફાડી-એકદમ ત્યાં આવી લાગ્યા અને બોલવા લાગ્યા.

"છે શું પણ? બૂમ બરાડ શેની પાડે છે સવારમાં ઊંઘમાંથી...કૂતરું ગરી ગયું કે બિલાડું?"

"કૂતરુંયે નહિ ને બિલાડુંય નહિ......ઘરમાં મરી છે ડાકણ!"

"ડાકણ? ક્યાં છે ક્યાં છે?"

"આ રહી-જોતા નથી" ગૂંગી તરફ નિર્દેશ કરી મિશ્રાણીજી બોલ્યાં.

"ઓહ, ઓહ" આંખો ચોળી રાઘેબાબુ બોલ્યા.

"તેમાં બૂમરાણ શું પાડે છે. સવારના પ્હોરમાં મારી ઊંઘ"

"તમને તો ઊંઘની પડી છે. મારાથી આ ઘરમાં નહિ રહેવાય હા...આવો વ્યભિચાર..."

"છે શું પણ? ડોળા ફાડીને રાધેબાબુએ પૂછ્યું.

"છે શું? પૂછોને આ શેઠાણીને........ક્યાં સૂતી હતી તે?"

અને જ્યારે મિશ્રાણીજીએ પોતાનીજ કટાક્ષમય વાણીમાં રાધેબાબુને બધું સમજાવ્યું ત્યારે પણ રાધેબાબુ ન સમજ્યા અને પૂછવા લાગ્યા:

"તેમાં થયું શું? ઊંઘ..."

"તમારી તો અક્કલ..."

"શું કહ્યું મારી અક્કલ" ડોળા ફાડી તેઓ બોલ્યા, અને પછી એકાએક અક્કલનું પ્રદર્શન કરતા હોય તેમ બોલ્યા. "બરાબર છે......એમ સૂવાયજ કેમ? ક્યાંય સૂવાની બીજી જગ્યા ન જડી તે. આ શું? આમ કેમ ચાલે?" અને પછી "ચાલો મેલો પંચાત ઊંઘી જાઓ" અને પછી તેઓ પાછા પોતાની પથારીમાં આવી પડ્યા અને ઘોરવા લાગ્યા.

મિશ્રાણી ઘવાયેલાં નાગણની જેમ પગ પછાડતા, બરાડતાં રાંધણિયામાં આવ્યાં અને વાસણો પછાડી આ દુનિયા હવે રસાતાળે જવાની છે તેમ રસોડાનાં વાસણોને જાહેર કરવા લાગ્યાં. કાબરી બિલાડીને લાત લગાડી બોલ્યાં: "હરામજાદી સવારના પ્હોરમાં જ...સામે આવે છે તે મૂઈ..."

રાધેબાબુ ઉપર જોઈએ તેવી અસર ન થઈ તેથી

મિશ્રાણીજી મનમાંને મનમાં સળગી ઊઠયાં. આ વાતને જગ જાહેર કર્યા વિના ચાલે તેમ નથી. આવી વાતો છુપાવવામાં જ પાપ છે તેમણે નિશ્ચય કર્યો.

+ + +

ગામ આખામાં વાત પ્રસરી ગઈ છે. ગૂંગી–અર્થાત્ ચંદા–એટલે કે પેલી ગૂંગી છોકરી જે રાધેબાબુને ત્યાં રહેતી હતી–હા હા–તે જ–તે જ રાંડ...ને...અરે ભાઇ શાબ મૂકોને વાત. ગામનો ઉતાર છે ઉતાર. નો'તું કહ્યું ભાઈ મેં'તો પેલાંથી કહ્યું હતુંની......કે દાળમાં કંઈ કાળું છે. હાસ્તો. અરે હા મારા ભાઈ શાબ–આ કાલે સાંભળ્યુંની...હં હં... એતો એમજ...અને આ પરાક્રમ કર્યા કોણે ખબર છે? નહિ. અરે ભાઈ, ગજબના ભોળા–બીજું કોણ પેલો ગોપાલિયો પુત્રના લક્ષણ પારણેથી. ગજબનો ચોર ધોળે દિવસે બાગમાં ચોરી કરતો...એતો શેઠ ફૂંદીમલે તે દી' બચાવી લીધેલો નહિ તો સાલાને ફાંસી લાગી ગઈ હોત નહિ તો છેવટે જનમટીપ તો ચોક્કસ......પણ પેલો ગજાનનિયો વચમાં પડ્યો. એ ક્યાં ઓછો છે...એ પણ એજ માટીનો છે ને...હરિ હરિ હરિ...પૃથ્વી રસાતાળ ન જાય તો પછી શું થાય? હળાહળ કળિયુગ આવ્યો છે. તે...કેમ બોયલા નહિ ચૌબેજી ખરુંની...એમાં વળી પૂછવાનું શું હોય?

અને રેંટિયો કાંતતી નત્થૂની કાકી અને રાધુની માએ તો એમ પણ જાહેર કર્યું કે તેઓએ તો નરી આંખે બધું જોયું છે. ન માનતાં હો તો પૂછો મિશ્રાણીજીને...તે દિ' રાત્રે હા હા...બન્ને જણ...મૂઆ...નફટની તો...

"સાંભળ્યું'ની" પંડિત ગજાનનને તે તરફ જતાં જોઈ રાઘુની મા બોલી.

"શું?"

"વળી પાછા પૂછો છો શું? જાણે કંઈ જાણતા જ ન હો."

"પણ વાત શી છે, રાઘુની મા."

"હા......કળજગ આવ્યો છે કંઇ......આ તમારા ગોપાલિયાનાં પરાક્રમો."

"પરાક્રમો?"

"જાણે કંઈજ જાણતા ન હોય..."

"નાના કશું જ જાણતો નથી." પંડિતજી બોલ્યા જો કે ગામમાંથી તેમણે આ વાતો હમણાંજ સાંભળી હતી.

"હવે ખોટું શીદને બોલે છો? પેલી ચંદા-બેજીવી છે. સાંભળ્યું હવે?"

"શું બોયલા તમે?"

"હા. હા. જે બોલી તે સાચુંજ બોલી."

"શંભો, શંભો."

"એ તમારો શંભો—એને પોતે જ બચાવવા આવવાનો છે."

"હરિ હરિ..." કરતાક પંડિતજી ત્યાંથી ઘર તરફ

ચાલ્યા. અને વિચારવા લાગ્યા–હ્યો. આ શું થઇ ગયું ? રાંડે આ શું કર્યું ? હવે ? કોને ખબર આનું પરિણામ

કેમ આવ્યું ! તેમનું હૃદય ધડકવા લાગ્યું–ગૂંગી જે રાત્રિએ મળી હતી તેના બધા વિચારો એક પછી એક તેમનાં નેત્રો સામે રમી રહ્યાં અને પછી "હે શંભો ! તું જે કરે ઈ ખરી..." બોલ્યા.

આનો કંઇ પણ ફેંસલો કરવાનો જ રહ્યો; નહિ તો જો ગામમાં પોતાના જ પરાક્રમની વાત જાહેર થઈ ગઈ તો તો હરિ હરિ ક્યાંય મોઢું પણ બતાડી શકશે નહિ.

ગોપાલની મનોસ્થિતિ વિચિત્ર હતી. એક ક્ષણમાં શું નું શું બની ગયું ? ગૂંગી ક્યારે તેના પગમાં ઊંઘી ગઈ તેની પણ તેને ખબર ન હતી. ચંદાનું મન જાણે કેવું થઈ ગયું–તે પોતાની જ જાતને ગાળો દેવા મંડી મૂઈ રાંડ–આતું કેમ થઇ ગયું. તેને યાદ આવ્યું જે રાત્રિએ તે ગોપાલના પગ દાબતી હતી અને પછી એકાએક ઊંઘનું ઝોલું આવતાં ત્યાંજ ઢળી પડી હતી અને પછી તો ગાઢ સુષુપ્તિ......! અને પછી ?

એકજ ક્ષણમાં હવે શું નું શું બની જશે–ગોપાલ વિચારી રહ્યો. ગામ આખામાં આ વાત પ્રસરી જશે લોકો તેના ઉપર ફિટકાર વરસાવશે...અને તે પોતાનું મુખ જગતને કેમ બતાવી શકશે ? પછી વિચાર આવતાં તેણે એવું તો શું ખરાબ કાર્ય કર્યું છે કે તે આમ આત્મગ્લાનિથી સળગી ઊઠે છે ? ગૂંગીને ઊંઘ આવતાં કદાચ તે ખાટલા

ઉપરજ ઢળી પડી તો તેમાં શું ખોટું હતું? ખોટું? લોક દૃષ્ટિએ? ......લોકદૃષ્ટિ! તે વિચારી રહ્યો. હા હા...લોક દૃષ્ટિ! લોકો શું કહેશે?

તો હવે તેના માટે શો ઉપાય છે? સંધ્યા સુધી તે ખાટલામાં પડ્યો રહ્યો. કોઈ તેની ખબર લેવા આવ્યું નહિ. ચંદાએ પણ પોતાનું મોઢું બતાડયું નહિ.

ત્યાં તો પંડિત ગજાનન ત્યાં આવી લાગ્યા. રાધેબાબુ હમણાં જ બહારથી આવી હુક્કો લઇ આંગણામાં આંટા મારતા હતા. તેમને જોઈ પંડિતજી બરાડી ઊઠયા:

"ક્યાં છે ગોપાલિયો?"

"ઓહ! આવો..."

"ક્યાં છે એ કાળમુખો..."

"અંદર આવો. આવો."

"શું આવો મારા ભાઈ! સહનકરવાની પણ હદ હોય છે; હદ ક્યાં છે રે..."

ગોપાલ મૂંગો જ રહ્યો.

"કેમ જીભ ટૂટી ગઇ છે?"

તોએ ગોપાલ ચૂપ હતો.

પોતે જ અંદર જઇ બરાડી ઊઠયા:

"શું છે આ બધું? બેશરમ!"

ગોપાલ શાંત.

" આ...વી આશા નહોતી રાખી...દુષ્ટ...મારા નામ ઉપર તેં પાણી ફેરવ્યું..." અને પછી ત્યાં જ બેસી જઇ પોક મૂકી રડવા લાગ્યા. ઓય મારા બાપ ! ક્યાંથી લાવીને આ કમજાતને તમારે ઘેર રાખ્યો રાઘેબાબુ? ક્યાં મૂર્ખ છે પેલી બેશરમ કમજાત...ઓય માડી......" અને પછી ક્રોધાવેશમાં આવી બોલ્યા : આજ દિવસ સુધી બોલ્યો નહિ...પણ હવે ચૂપ નહિ રહું...

બોલ તે દી' રાત્રે પેલીને લઇને ક્યાં ગયો 'તો?

રાઘેબાબુ ડોળા ફાડી આ જોઇ રહ્યા હતા.

" બોલ ? "

તેણે જવાબ ન આપ્યો.

" રાઘેબાબુ, કાઢી મૂકો હરામખોરને. ઝેરી સાપ ઉછેર્યો છે તમે ઝેરી સાપ આવો વ્યભિચાર...આવાં કામ? ..." અને પછી તેમણે તેમની શિષ્ટ ભાષામાં જે કહ્યું તે ગોપાલ સ્તબ્ધ થઇ ગયો—હેબતાઇ ગયો. આ બધી વાતો કહી-ગોપાલને ગાળો ભાંડી જ્યારે પંડિત ગજાનન ચાલ્યા ગયા, ત્યારે રાઘેબાબુ પોતાની પાટ ઉપર બેસી ગહન વિચારમાં પડી ગયા. આવી આફત તેમના શિર ઉપર આવશે તેની તેમણે કલ્પના પણ કરી ન હતી. દુનિયાથી વિરક્ત—ખાવામાં, ઊંઘવામાં અને હુક્કો પીવામાં જ જેમણે પોતાનું જીવન ગાળ્યું હતું; જેમને દુન્યવી બાબતો વિષે કંઇ પણ જ્ઞાન ન હતું, તે રાઘેબાબુ આ મહાન આફતને પોતાના ઉપર આવી પડેલી જોઇ એક ક્ષણ ક્ષુબ્ધ

થઇ ગયા. તેમના કપાળ ઉપર કરચલીઓ પડી અને પછી દીર્ઘ નિ:શ્વાસ નાખી તેઓ બોલી ઊઠયા.

" ગોપાલ ! ગોપાલ ! ! આવી આશા મેં તારી પાસેથી નહોતી રાખી ભાઈ. "

ગોપાલ આ શબ્દો સહન કરી શકયો નહિ. આજ દિન સુધી રાઘે બાબુ ગોપાલ સાથે એક મિત્ર રીતે જ વર્ત્યા હતા, મુરબ્બી પણે નહિ અને તે ઊઠીને આજે આ શબ્દો કહે છે. તેમનો પણ વિશ્વાસ તે ખોઈ બેઠો છે તે જોઈ તે નિરાશાથી ઘેરાઇ ગયો. આ બનાવ સાથે તેને કશોજ સંબંધ નથી છતાં આ આળ તેના ઉપર ઢોળી નાખવામાં આવ્યું છે. તેનું મુખ કેટલું ખિન્ન લાગતું હતું–જાણે આ પૃથ્વી ઉપર હવે તેને ચાહવાવાળું કોઈ જ રહ્યું નથી. આ સંસારમાં હવે તેનું કોઇ જ નથી.

જ્યારે ભાભી સાંભળશે કે તે રાત્રિએ તે આ ગૂંગીને હોડીમાં બેસાડીને ફરતો હતો ત્યારે તેમના મનમાં તેના માટે કેવી લાગણી જન્મશે. શા માટે તે રાત્રિએ તેણે બધી વાત ભાભીને કહી ન દીધી ? આજે તેની વાત કોણ માનશે ? તે સાવ નિર્દોષ છે, સ્નેહથી પ્રેરાઇ તેણે તે રાત્રિએ આ ગૂંગીને સહાયતા આપી હતી–તેને મરતાં બચાવી હતી –એ વાત કોણ માનશે–એ વાત માનવા કોણ તૈયાર થશે ? જ્યારે ભાભી પૂછશે " ગોપાલ ! તેં તો કોઇ દિવસ તારી ભાભીને છેતરી નથી ભાઇ. આ વાત તેં મને કહી કેમ નહિ ?" ત્યારે તે શો જવાબ આપશે ? તેનું હૃદય વિષાદ અને ગ્લાનિથી વલોવાવા લાગ્યું છિ: છિ: ગોપાલ ! આ

તેં શું કર્યું ? જેમના સ્નેહ ઉપર તું જીવે છે—તે જ તને ધિક્કારીને કહેશે. છિઃ છિઃ તારું મોઢું…"

ઓ ! અને સતી. જીજી ? જીજીનો વિચાર આવતાં તેને તે સંધ્યા યાદ આવી જ્યારે જીજીએ કહ્યું હતું. ભાઈ અખિલ વિશ્વ સ્નેહ ઉપર જીવે છે. આજે તેને સ્નેહ કરવાવાળું કોઇ નથી—ના કોઇ નથી…જ્યારે જીજી સાંભળશે કે તેના ભાઈએ…તેનાથી પણ તે રાત્રિની વાત છુપાવી છે ત્યારે તેને…હજાર વીંછીઓ કરડતા હોય તેટલી વેદના થવા લાગી …ના, ના આ વિશ્વમાં હવે તેનું કોઇ નથી.

આકાશમાં વાદળાં ઘેરાવા લાગ્યાં હતાં. રાત્રિનું આગમન થઇ ચૂકયું હતું. તે પોતાની પથારીમાં પડયો હતો.

થોડીજવારમાં ગાજવીજ થઇ પાણી જોરથી પડવા લાગ્યું. તેની સંભાળ લેવા કોઇ અંદર આવ્યું નહિ…ના, ના તે ચંદ્રા પણ નહિ. જેના માટે આજે આખા ગામમાં તે બદનામ થયો છે… શામાટે તે પથારીમાં……વધુ તે વિચારી શકયો નહિ. ક્રોધથી તે સળગી ઊઠ્યો……કેવી વિરુદ્ધ લાગણીઓનું તોફાન તેના મનમાં ચાલતું હતું…

અને બહાર ? બહાર પણ તેવું જ પ્રચંડ તોફાન ચાલતું હતું. આકાશના વાદળાં એક બીજાં સાથે તુમુલ યુદ્ધમાં ઉતર્યાં હતા તે ગડગડાટ કરતાં હતાં; વીજળીઓ ચમકતી હતી—કોઈ કોઈ વાર તો એમ લાગતું જાણે કયાંક વીજળી તૂટી પડી નહોય ?

તેને થયું અહીં જ, આ જ વખતે વીજળી તેના ઉપર તૂટી પડે તો કેવું સારું ? તેની આ બધી વ્યથા શાંત થાય.

બહાર પ્રકૃતિ યુદ્ધ વધુ તુમુલ બન્યું. પાણી જોરથી પડવા લાગ્યું. ઉપરનું છાપરું કંપવા લાગ્યું—નળિયાં તોફાન કરવા લાગ્યાં જાણે હમણાં જ આખું છાપરું ઊડી પડશે.

ક્યાં સુધી તે પથારીમાં બેઠા રહ્યો ! પછી એકાએક પથારીમાંથી ઊઠી બહાર આવ્યો.

બહાર પ્રકૃતિના તોફાન કરતાં તેના મનનું તોફાન તો અનેકગણું ભયંકર હતું.

તે ઘર બહાર આવ્યો. આજ ઘરમાં તે છેલ્લા પાંચ વર્ષોથી રહ્યો છે. ભાભી જ તેના મા જેવાં હતાં–બહેન જેવાં હતાં. સર્વ જ હતાં...હવે તેનુ કોઈ નથી...

તે આગળ ચાલ્યો. રાધિકાજીના મંદિર પાસે આવતાં જોયું તો ગલીમાં ઘૂંટણ સુધી પાણી ચઢી ગયું છે.

ગલી વટાવી સતીના ઘર સુધી આવ્યો. આમાં રહે છે તેનાં જીજી. સતી મા...તેને પણ આજે મોઢું બતાવી શકે તેમ નથી...ના, ના...હવે સ્નેહ વિનાનું જીવન સાવ નકામું છે.

સામેજ પૂલ ઉપર થઈને ઊજાડ નદી, પૂરમાં–ઘૂ ઘૂ ઘૂ કરતી વહી રહી છે. આજ સ્થળે પીપળાનું ઝાડ

હતું. તે ક્યારનું નદીમાં પડી તેની સાથે જ તે રાત્રિએ તણાઇ ગયું છે.

બસ...આ નદી જ તેનો આધાર છે.

જ્યાં નદી લઈ જાય ત્યાં જ જવું એજ યોગ્ય છે. બાહુમાં તો બળ છે...અને તેણે ટેકરા ઉપરથી જ તોફાની નદીમાં ઝંપલાવ્યું........અને નદીના પૂર સાથે તે તણાવા લાગ્યો.

## ૧૦

ચંદા, આ બનાવને ભૂલવાનો અથાગ પ્રયત્ન કરવા લાગી. ગોપાલને પોતાનું મોઢું ન બતાવવાનો તેણે નિશ્ચય કર્યો અને તેથી મિશ્રાણીજીના તીક્ષ્ણ વચનો [illegible] તે એક વખત બીજા ઘરમાં ગઈ પણ નહિ. પણ મિશ્રાણીજીને આથી સંતોષ થયો નહિ તે તો વાતવાતમાં ચંદાને મર્મ વેધી વાકયો સંભળાવવા લાગ્યાં.

જ્યારે તે રસોડામાં કામ કરવા ગઈ ત્યારે તે બોલી ઊઠયાં.

" હાં. હાં. અંદર આવતી નહિ. બાઈ, તું તો અહીં શોભે?"

અને પછી જ્યારે ચંદા ચાલતી થઇ ત્યારે તેને સંભળાવતાં હોય તેમ બોલવા લાગ્યાં.

" અરે હે ભગવાન–લક્ષાધિપતિને ઘેર જનમ આપવાને બદલે, બિચારીને કાં જનમ આપ્યો ભિખારીને ત્યાં? ને મારા બાપ આવુ રૂપ આપીને કાં કરી મૂકી ગૂંગી બિચારીને? પલંગમાં પોઢવાને......" આગળના વાક્યો સાંભળવા ચંદા રોકાણી નહિ; એક ખૂણામાં જડની જેમ બેઠી રહી.

જ્યારે ચંદાનું કંઇ કામ પડ્યું ત્યારે મિશ્રાણીજીએ બૂમ પાડી.

" પધારો શેઠાણીજી. શું કરો છો ત્યાં? પોઢયાં છો?"

અને જ્યારે તે આવી ત્યારે બોલ્યાં.

" ભૂલ થઈ ભૂલ થઈ પધારો પધારો" પછી તેને રડતી જોઇ બોલ્યાં લે વળી મને રડીને ડરાવવા માગે છે? તારા જેવી તો સતરસો સાત છોકરીઓને મેં આંગળીને ટેરવે નચાવી છે. હા બાઈ લે રડીને જાણે મને ડરાવવા માગે છે. કરમ તો બહુ સારાં કર્યાં છે જે."

અને પછી ચંદા પોતાના ખૂણામાં જઇ રડવા લાગી.

એક અસહ્ય વેદનાથી તેનું અંતર વલોવાવા લાગ્યું. ત્યાં તો તેના ઉદરમાંનું જીવ ફરકવા લાગ્યું.

" મૂઈ રાંડ! આતે તેં શું કર્યું?" તેનું મન પોકારી ઉઠ્યું.

"હે રામ શું થશે મારું ! ક્યાં જઈશ ! આ જીવને લઈને કેમ જીવીશ ?"

અને પછી તે મૂઢની જેમ ત્યાંની ત્યાં પડી રહી.

જમવાનો વખત થયો. રાધેબાબુ આજે ભોજન કર્યા વગર ચાલતા થયા. જેમને એક ટંક પણ સ્વાદિષ્ટ ભોજન ન મળતું તો જાણે શું નું શું થઈ જતું તે જ રાધેબાબુને આજે ભોજન ભાવ્યું નહિ એક ઊંડો નિઃશ્વાસ નાખી ને ચોરસ કટકામાં બાંધેલા પોતાના કાગળિયા લઈ તેઓ પોતાના કામે ચાલતા થયા. ઑફિસમાં પણ આજે તેઓ કોઈ સાથે બોલ્યા નહિ.

"કેમ રાધેબાબુ શું ચાલે છે ?" એક સંગાથી એ પૂછ્યું.

"ઓહ ! નમસ્તે તેઓ બોલ્યા અને પછી ચશ્મા ચઢાવી પોતાને કામે વળગી પડયા.

ગુપચુપ ગુપચુપ ઑફિસના લોકો આંગળી ચીંધીને ખાલી વાતો કરવા લાગ્યા; પણ રાધેબાબુનું ધ્યાન આજ ન જાણે કયાં ગયું હતું. આજે પત્ની હોત તો ? તેઓ વિચારવા લાગ્યા. 'પ્રભો ભારે કરી તેં'–તેઓ બોલી ઊઠયા

સાંજના ઘેર જતી વખતે એક મહાશયે હિંમતથી કહ્યું.

"ભારે થઇ રાધેબાબુ" તોઓ તેમણે કંઈ જવાબ આપ્યો નહિ.

"દુનિયા વિચિત્ર છે બાબુ કોઈ ઉપર ઉપકાર કરવો જ નહિ. એ તો જાણે કે..." ફરીથી પેલા ગૃહસ્થ બોલ્યા.

"નમસ્તે" કહી રાધેબાબુ ચાલવા લાગ્યા. તોપણ પેલા સદ્‌ગૃહસ્થ પોતાની સહાનુભૂતિ દર્શાવવાનું પડતું મૂકી શક્યા નહિ.

"એ તો એક ઘાએ બે કટકા—શું સમજ્યા રાધેબાબુ આવું કલંક ઘરમાં રખાય કે?"

તોપણ રાધેબાબુએ કંઇ જવાબ આપ્યો નહિ એ સીધા ઘર તરફ ચાલવા લાગ્યા.

ઘેર આવી પોતાની પાટ ઉપર બેઠા બેઠા, ચશ્માને નાક ઉપર ગોઠવતા શૂન્ય દૃષ્ટિથી આકાશ ભણી જોઇ રહ્યા આજે હુક્કો પીવાનું પણ તેમને સૂઝયું નહિ. મિશ્રાણીજીએ આ જોયું. તેમનાથી રહેવાયું નહિ. ચંદા પાસે આવી બોલ્યાં.

"શેઠાણીજી—કેમ આજે કંઇ કામ બામ નથી કરવું?"

ગૂંગી ચંદા કંઈ બોલી નહિ.

"એને બાબુજી આવી ગયા છે. એમનો હુક્કો ભરી આવો હા" લટકો કરી તેઓ બોલ્યાં.

જ્યારે ચંદા રાધેબાબુનો હુક્કો ભરવા સામેના ઘરમાં આવી ત્યારે પણ રાધેબાબુ પોતાના વિશાળ ડોળા કાઢી આકાશ તરફ જોઈ રહ્યા હતા. તેમની અસહ્ય વેદના ગૂંગી પણ સમજી શકી નહિ.

એકાએક ચંદા તરફ દૃષ્ટિ કરતાં જ રાધેબાબુનું મન ન જાણે કેવું થઇ ગયું...છિ. છિઃ આ શું? જૂના સંસ્કારો જાણે તેમને કહેવા લાગ્યા—અરેરે! આવું પાપ?"

બીજી ક્ષણે તેમનું ધ્યાન ચંદાના અંગ પ્રત્યંગ તરફ ગયું...તેમને થયું. મને એક બાળક નથી. તેથી આમ થાય છે? મારે એક પુત્ર હોત. એક પુત્રી હોત. નાના બાળકના મુખને જોવા પામ્યો હોત. તેના હસતા ચેહરાને જોયો હોત. તેના ઉછળતા હાથ પગ જોયા હોત. તો આ આવનાર બાળક પ્રત્યે શું તેમના મનમાં આટલો તિરસ્કાર પેદા થાત? તેમાં પેલા નિર્દોષ બાળકનો શો વાંક?

અને વાંક કોનો? ચંદાનો? કે બાળકના પિતાનો? પિતા કોણ? ગોપાલ? ગોપાલ મારાજ ઘરમાં રહી આવું કામ કરી શકે? શકય છે?

પણ ન જાણે કેમ—કેટલોય પ્રયાસ કરવા છતાં ગોપાલનો આમાં વાંક છે. અથવા ગોપાલે એવું શું મોટું પાપ કર્યું છે તે રાધેબાબુ સમજી શક્યા નહિ.

જ્યારે ચંદા હુક્કો મૂકીને ચાલતી થઈ ત્યારે રાધેબાબુનું હૃદય આ અનાથ ગૂંગી છોકરી તરફ ન જાણે કેવી સહાનુભૂતિથી ભરાઈ ગયું. પણ તેઓ એક શબ્દ પણ બોલ્યા નહિ.

બીજે દિવસે સવારનાજ ગામ આખામાં વાત પ્રસરી ગઈ કે ગોપાલ ભાગી ગયો છે...તેણે આત્મ હત્યા કરી છે. કોઇ કહેતું એ આત્મ હત્યા કરે! એ વાતમાં માલ નથી ભાઇ... અરે બેટો ક્યાંક ભાગી ગયો હશે ભાગી. બેટાનાં કરતૂક તો જુઓ! ઘર ઉપર એબ લગાડી છોકરીને એકલી નિરાધાર મૂકી ભાગી ગયો—સાલો બદમાસ...જોયું નહિ મેં તો પેલાં જ નોહતું કહ્યું? વગેરે વગેરે.

રાધેબાબુ આ સમાચાર સાંભળી વધારે વ્યાકુળ થઇ ગયા હવે શું થશે ? બિચારો ક્યાં ચાલ્યો ગયો હશે ? પંડિત ગજાનને જ્યારે આવી કહ્યું:

" જોયુંને નોહતું કહ્યું મેં ?"

ત્યારે રાધેબાબુ સમજી ન શકયા પંડિતજીએ શું નહોતું કહ્યું. તેમણે માત્ર ડોકું ધુણાવ્યું.

" સારું થયું. એ હરામખોર હતો એજ લાગતો...હવે રાધેબાબુ આ રાંડને પણ ચોટલો ઝાલીને " પણ રાધેબાબુનું ધ્યાન જાણે ક્યાં હતું.

" શું સમજ્યા રાધેબાબુ ?"

" ઓહ " તેઓ બોલ્યા અને પછી હુક્કો પીવા લાગ્યા.

જ્યારે પોતાનું તીર નિશાને નથી લાગ્યું. એમ પંડિત ગજાનનને ખાત્રી થઇ ત્યારે તેઓ બોલવા લાગ્યા.

" મારો એમાં વાંક નથી રાધેબાબુ ! મને શું ખબર આ કમજાત એવો નીકળશે. મને એવી ખબર હોતતો તમારે ત્યાં એ હરામ..."

" નમસ્તે...મારે જવું છે " તેમ કરી રાધેબાબુ ઊઠીને ચાલતા થયા.

પંડિત ગજાનન આ જોઇ હેબતાઈ ગયા. ડોળા ફાડી બહાર જતા રાધેબાબુને જોતા રહ્યા, અને પછી હાથનો ડંડો પકડી જોરથી પછાડયો..." સાલ્યો હરામખોર..."

આ શબ્દો કોના માટે તેમણે વાપર્યા તે જાણવું મુશ્કેલ છે. અને પછી હાથનો ડંડો હવામાં વીંઝતા, બબડતા તેઓ બહાર નીકળી ઘર તરફ પધાર્યા.

સતીએ તેમને જોઇ પૂછ્યું.

"આ વાત સાચી છે?" તેણે પૂછ્યું,

"સાચી નહિ તો શું ખોટી છે? એ સાલો હરામખોર રાઘેબાબુના ઘર ઉપર કલંક..."

"કલંકની વાત નથી પૂછતી" સતીએ મક્કમ સ્વરે કહ્યું.

"તો શું પૂછો છો?" પંડિતજીએ પૂછ્યું.

"ગોપાલ ઘરમાં નથી તે..."

"એહ તે? ઘરમાંથી ભાગી ગયો હોય પછી ઘરમાં ક્યાંથી હોય. એકજ સ્થળે બે વસ્તુનો ભાવ..."

"હું" સતી બોલી; અને એ હુંકારે ગજાનન પંડિત બોલતા બંધ થયા થોડી વાર પછી બોલ્યાઃ

"કેમ? મૂંગાં થઇ ગયાં? બહુ દયા આવે છે તેની કેમ?" કટાક્ષમય વાણીમાં પંડિતજીએ કહ્યું.

પણ સતીએ આનો જવાબ આપ્યો નહિ.

"એ સાલો હરામખોર–નિમકહરામ છોકરો જે ઘરમાં ખાધું તે જ ઘરને ખોદતાં શરમ ન આવી. હરિ હરિ. ભારે ઘોર કળજુગ આવ્યો છે. શંભો શંભો!" તેઓ બબડયા

આલ ઉપર બે ચાર ધપાટ લગાવી અને પછી ભગવાનની છબી આગળ જઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી બોલવા માંડયા.

"માફ કરજે મારા બાપ! આવા બદમાશોનો પાલો પાડતો નહિ મારા પરભુ!"

અને પછી કંઇ વિચાર આવતાં પોતાનો ડંગોરો હાથમાં લઈ, લાલ રુમાલ ખભા ઉપર મૂકી નદી તરફ ચાલતા થયા.

સતીનું મન ન જાણે કેવું થઇ ગયું. આ વાતને ગોપાલ સાથે સંબંધ હોઇ શકે એ વાત તેની કલ્પનામાં યે આવતી ન હતી. કેમે કરી તે માનવા તૈયાર ન હતી કે ગોપાલ આવું કાર્ય કરી શકે. પણ જો આ વાત ખોટી જ હોય તો તે શા માટે ભાગી ગયો? ભાગી જવાથી તો તેના ઉપરનું કલંક વધારે દૃઢ થયું છે. શા માટે તેણે ભાગી જવું જોઇએ?

સતી ગોપાલનો નિર્દોષ ચહેરો કલ્પી રહી તે દિવસે તે આજ ઘરમાં તેની સામે બેઠો જમતો હતો. કેવા પ્રેમથી તે તેની પાસે બેસીને જમ્યો હતો. બાળક જેવો ગોપાલ જે ગોપાલ ઉપર તેને અપાર સ્નેહ છે. તે જ ગોપાલ આવું કાંઈ કરી શકે? કદાપિ નહિ તેનું મન પોકારી ઊઠયું પણ વારંવાર તેને એક પ્રશ્ન મૂંઝવવા લાગ્યો શા માટે તે ભાગી ગયો? પોતાની જીજીને પણ તે મળવા આવ્યો નહિ

આજે કેમે કરી તેને રાંધવાનું મન થયું નહિ છતાં

રાંધવા વગર છૂટકો ન હતો. ખીચડી ઓરી તે ત્યાંજ પડી રહી.

સંધ્યા થઈ ગઈ તો પણ તે ઊઠી નહિ. દીવાબત્તી કરવાનો વખત થઈ ગયો હતો. ગામના ઘરોમાંથી ધૂમાડા નીકળવા માંડયા હતા. થોડી વારમાં તો રાધિકાજીના મંદિરમાંથી ઘંટારવ શરૂ થયો અને આરતી થવા લાગી; તોપણ સતી જાણે માંદી હોય તેમ ચૂલા પાસેજ પડી રહી.

"કેમ આજે દીવાબત્તી પણ નથી કરવાના કે શું?" પંડિતજીએ ઘરમાં પ્રવેશીને બૂમ પાડી.

સતીએ કંઇ જવાબ ન આપ્યો.

"શંભો! શંભો! આવા ઘરથી તો ઉકરડો સારો" અને પછી પોતે બાકસ ખોળી દીવા પ્રગટાવવા લાગ્યા.

તોયે સતી કંઇ બોલી નહિ.

"કેમ આજે ખાવાનું પણ નહિ મળે? ગોપાલ ગયો તેનું એટલું બધું પેટમાં બળે છે?"

સતી ઊઠી અને થાળીમાં ખીચડી પીરસી પતિ સામે મૂકી.

"વાહ, વાહ, વાહ! ઘરમાં પત્ની હો તો આવી જ હો. શંભો! તેં ફરી વાર પરણવા શા માટે મને કહ્યું?"

તોયે સતી એક અક્ષર બોલી નહિ.

અને આ જોઈ પંડિત ગજાનનો ક્રોધ વધવા લાગ્યો.

"કેમ? કંઈ આજે અક્કલ ચરવા ગઈ છે?"

સતી પતિ સામું જોતી રહી.

"પાણી બાણીનો લોટો પણ ભરવાની ફુરસદ નથી કે?"

સતીએ ઊઠી પાણીનો લોટો ભરી દીધો. એક કોળિયો મોઢામાં મૂકી પંડિતજી ગરજ્યા.

"આ ખીચડી છે? મીઠું પણ નાખ્યું નથી. હરે, હરે પ્રભો—નથી ખાવું" એમ કહી પંડિતજીએ થાળી હડસેલી મૂકી; અને ક્રોધમાં ને ક્રોધમાં હાથ ધોઈ ઘર બહાર ચાલતા થયા. સતીએ પણ કંઈ ખાધું નહિ.

જ્યારે પંડિતજી પાછા ફર્યા ત્યારે તેમણે જોયું કે સતી રાંધણિયાના દ્વારમાં જમીન ઉપર જ ઊંઘી ગઈ હતી.

"ઓહ! ઊંઘી ગયાં છો? બહુ થાક લાગ્યો લાગે છે... શંભો શંભો! ના, ના ઊઠતાં નહિ, ઊઠવાની જરૂર નથી."

પણ સતી ખરેખર ઊંઘી ગઈ હતી. પંડિતજીને લાગ્યું પત્ની ઢોંગ કરે છે.

દીવી હાથમાં લઈ તેઓ પત્ની તરફ વળ્યા અને તેનો પ્રકાશ પત્નીના મુખ ઉપર નાખી બોલ્યા.

"ઓહ! ઊંઘ આવી ગઈ છે?"

બત્તીનો પ્રકાશ પડતાં જ બેબાકળી થઈ તે ઊઠી. ઊઠતાં જ તેનું માથું દીવી સાથે અથડાયું અને દીવી છટકીને જમીન ઉપર પડી.

"હરિ હરિ" હાંફળા ફાંફળા પંડિતજી બોલ્યા અને થરથર ધ્રૂજવા લાગ્યા.

ઈશ્વર કૃપાથી દીવી જમીન ઉપર પડતાં જ ઓલવાઇ ગઈ.

સતી એક શબ્દ બોલી નહિ. પતિની પથારી કરી તે જમીન ઉપર જ ઊંઘી ગઈ. પતિ દેવ આ બનાવ પછી એક શબ્દ પણ બોલી શક્યા નહિ. થોડીવારમાં તો તેમનાં નસકોરાંનો દીર્ઘ ગંભીર ઘોષ આખા ઓરડામાં ફરી વળ્યો. પણ સતીને ઊંઘ આવી નહિ, વારંવાર ગોપાલનો સ્નિગ્ધ નિર્દોષ ચહેરો તેની આંખો સામે તરવરવા લાગ્યો; અને પછી તો તેની આંખોમાંથી ગરમ ગરમ આંસુ સરી ગારથી લીપેલી જમીન ઉપર પડી તેને ભીંજવવા લાગ્યા.

× × ×

ચંદ્રાના મનની સ્થિતિનું વર્ણન કેમ કરી શકાય? પ્રથમ તો તેને ગોપાલ ઉપર ખૂબ ક્રોધ ચઢ્યો. શામાટે તે અહીંથી ભાગી ગયો? જ્યારે તે નિર્દોષ છે તો આ કલંક પોતાના માથા ઉપર લઇ શામાટે તે ભાગી ગયો? અને ભાગી જઈ તેણે તેની કેવી કફોડી સ્થિતિ કરી મૂકી છે?

મિશ્રાણીજીનાં કટુ વચનો, તેમનાં કટાક્ષો અને સૌથી વધુ તો વાઘણ જેવી તેમની તીવ્ર આંખો તે સહન કરી શકી નહિ. પણ સૌથી વધુ આઘાત તો તેને થયો રાધેબાબુનો ચહેરો જોઇને. તેમનું ઉદાસ મુખ, આંખોમાં

વ્યાપેલી વ્યથા, અને બેબાકળો ચહેરો જોઈ તેને એટલી વ્યથા થઈ કે તેને થયું-રાધેબાબુના ચરણોમાં લેટી પડું અને ક્ષમા યાચું અને કહું મને માફ કરો–મેં તમારે ઘેર ખાધું છે-પણ હું નિમકહરામ નીકળી છું. પણ આમાં દોષ કોનો. કોને દોષ દઉં ?

પછી એકાએક, રાતને વખતે તેનું ધ્યાન ઉદરમાં બેઠેલા બાળકે ખેંચ્યું. વારંવાર તે અંદર ફરકવા લાગ્યું. આ જ આ બધા દુઃખનું કારણ છે. આ માટે વિના નોતર્યું આવવા માગે છે. ઘૃણાથી તેનું મન ન જાણે કેવું થઇ ગયું.

હવે તે આ ઘરમાં રહી શકશે ! એ વિચાર આવતાંજ તે પોતાના કોથળા ઉપરથી ઊઠી બેઠી થઇ ગઈ. રાત્રિના બારેક વાગી ચૂક્યા હતા. બધુ સૂમસામ હતું. કણુસારી અને તમરાંનો અવાજ ઉપરના છાપરામાંથી સંભળાતો હતો.

એક વિચાર આવતાંજ તે રાંધણિયા તરફ વળી અને ત્યાંથી ચાકુ ઉપાડી પોતાના કોથળા તરફ વળી.

ના, ના, તે આ ઘરમાં, આ સંસારમાં હવે રહી શકશે નહિ. ફરીથી તેના ઉદરનું બાળક ફરકવા લાગ્યું. એ બાળક તરફ તેના હ્રદયમાં અપાર ક્રોધ અને તિરસ્કારની ભાવના જાગ્રત થઇ. તેને અંગે જ તેને આ અસહ્ય દુઃખ, આ અપાર લજ્જા અને વેદના સહન કરવી પડે છે. તે અને આ અસાર દુઃખમય સંસારમાં રહેવાને સરજાયા નથી.

ઘર છોડીને ગલીમાં આવી. ગલી છોડી રાધિકાજીના મંદિર પાસે આવી લાગી. આજ ગલીમાં થઈ. તે પેલી રાત્રે આ ગામમાં આવી હતી. સામેની ગલીમાં થઇ તે ટેકરા ઉપર આવી લાગી. ઘૂ ઘૂ ઘૂ કરતી ભેજાડ નદીનાં પાણી પૂલમાં થઇને પસાર થતાં હતાં. એક ક્ષણ તે થંભી. અસંખ્ય વિચારો તેના દિલમાં ભેઠવા લાગ્યા. તે સામે પેલા પૂલ ઉપર તે ઊભી હતી અને પેલા દુષ્ટ......પંડિત સાથે તેનો ભેટો થયો હતો. શામાટે તે આ ગામમાં આવી હતી ? આજે એકાએક તેને તેની માતા સાંભરી ઊઠી. વનમાં અને વાડીમાં ભટકવું બાપા સાથે લડાઇ, માતા સાથે રખડવું, માતાનું મૃત્યુ–આ બધું તેની આંખો સામે આવી તેને બેચેન બનાવવા લાગ્યું. શા માટે તેની માતાયે જન્મતાં જ તેને મારી નાખી ન હતી ? શામાટે તે જીવતી રહી હતી. આ સંસારમાં ?

એકાએક તેને તેની માતાનો સ્નેહ, તેનું અપાર વાત્સલ્ય, તેના માટે સહેલાં દુઃખો યાદ આવવા લાગ્યાં. શા માટે માતાએ આવી યાતનાઓ સહન કરી હતી ? તેના સ્નેહથી પ્રેરાઇને ? અને આજે ? આજે તે પોતે પણ માતા બનવા બેઠી છે–થોડા જ દિવસોમાં આ સંસારમાં આવતા બાળક માટે તેના મનમાં કેવી ભાવના છે ? છિઃ છિઃ ગૂંગી...આવો જ સ્નેહ માતા પોતાનાં સંતાનો પ્રત્યે દાખવે છે કે ? એકાએક તેનું મન બાળક પ્રત્યે સ્નેહથી છલોછલ ભરાઈ ગયું. શો અપરાધ કર્યો છે તે બાળકે–તે આજે તેને ધિક્કારે છે તેનું મોત ઇચ્છે છે.

પણ આ ભાવના તેના મનમાં વધુ ટકી શકી નહિ. એકાએક ફરીથી બાળક સ્પંદ કરવા લાગ્યું. તેનું મન ફરીથી એક અથાગ વ્યથા અને તિરસ્કારથી ઘેરાઈ ગયું. તે વધુ વિચાર કરવા થોભી નહિ. સડસડાટ કરતી ટેકરા ઉપરથી ઉતરી પૂલ ઉપર આવી લાગી.

આકાશમાં કાળાં વાદળાં કોઈ કોઈ વાર ગર્જના કરતાં હતાં. નીચે કાળાં ગંભીર પાણી ઉડાડતાં ઘૂ ઘૂ ઘૂ કરતાં વહેતાં હતાં. પૂલ પસાર કરી ગામના સ્મશાન ભણી તે ચાલવા લાગી. એકાએક એક ઝાડ પાસે આવીને અટકી પડી. આજ સ્થળે, આજથી નવ—નવથી વધારે માસ પહેલાં, તે ભયંકર રાત્રિએ ભૂખથી પીડાતી તે પડી હતી. ભૂખથી પીડાએલી તે આંસુ સારતી હતી. જોરશોરથી રડતી હતી. એકાએક ગોપાલ આવી લાગ્યો હતો અને તેની સાથે તે હોડીમાં બેસી શેઠજીના બગીચા સુધી ગઈ હતી અને ત્યાં તેણે ગોપાલે આપેલાં ફળો ખાધાં હતાં.

ગોપાલની યાદ આવતાં જ તેને રડવાનું આવવા લાગ્યું. શા વિચારો—કેવું—તુમુલ યુદ્ધ ચાલતું હતું તેના નાનાશા મનમાં? કેવી વિરુદ્ધ લાગણીઓ જન્મતી હતી અને શમતી હતી.

“ના, ના, આ વિચાર કરવાનો સમય નથી. તે ઝાડીમાં ચત્તી પડી ગઈ. પછી પાસેનો ચપ્પુ તેણે ખોલ્યો.

એકાએક બાળક ફરીથી ફરકવા લાગ્યું. જાણે પોકારીને કહેવા મથતું હોય, મા, મા, એમાં મારો શો દોષ? તું શા માટે મને મારવા મથે છે, મા, એ માં."

આ કારમી ચીસ જાણે ચંદ્રા સાંભળતી હતી.

તેણે પોતાનું લૂગડું ફાડી પોતાના બન્ને કાનમાં ડૂચા નાખ્યા અને પછી પાસેનો એક પથરો ઉપાડી, ચાકુ પેટ પર મૂકી, પથરા વડે પ્રહાર કરવા લાગી.

## ૧૬

ઘૂઘવતા પાણીમાં પડ્યા પછી ગોપાલ કેટલાય માઈલો સુધી તરતો રહ્યો. પણ ત્યારપછી એકાએક તેના હાથ પગ લાકડા જેવા થઇ ગયા. ઠંડીથી તેનું શરીર ધ્રૂજવા લાગ્યું. આશંકા અને ભયથી તેનું મન ઘેરાઈ ગયું. મૃત્યુ તેની સામે તે ડોકિયાં કરતું હોય તેમ તેને લાગ્યું. જે મૃત્યુની તે ચાહના કરતો હતો, તેનુંજ ભીષણ સ્વરૂપ જોઈ તેનાં હાજાં ગગડી ગયાં! મૃત્યુનું આવું સ્વરૂપ તેણે કદી કલ્પ્યુ ન હતું. શા માટે તે આટલું ભયંકર લાગતું હતું.!

એક ક્ષણમાં તો તેનું ગત જીવન તેની સાથે નાચવા

લાગ્યું. બાળપણના તે દિવસો ! માતા સાથે તે રહેતો હતો. પિતાનું તો તે સાવ નાનો હતો ત્યારે મૃત્યુ થઇ ગયેલું. અને દસ વર્ષનો થયો ત્યારે પેલી ગામની નાની શી ઝૂંપડીમાં માતા પણ તેને સાવ એકલો મૂકી ચાલ્યાં ગયાં અને પછી તે સાવ નિરાધાર સ્થિતિમાં આવી પડેલો.

ઊજાડ નદી, તેનો પૂલ, ટેકરો અને સતી જીજીની ગલી, અને રાધેબાબુનું ઘર એક પછી એક તેની આંખો સામે તરવરી ઊઠયાં...અને પેલી છોકરી ગૂંગી ! પ્રભો ! આ શું ?

પછી તેને થયું જાણે તે કયાંક ઊંડો અને ઊંડો ઉતરતો જાય છે, તેની સંજ્ઞા-લુપ્ત થતી જાય છે. ચારે-કોર અંધકાર, નિબિડ અંધકાર.

ઊજાડનાં પાણી, ઉછળતાં કૂદતાં, ઘૂઘવાતાં વહ્યાં જાય છે. કોઇ કોઈ સ્થળે તો આસપાસનાં ઝાડોને જડમૂળથી ઊખાડી નાખી, પોતાના વમળોમાં ખેંચી આગળ વધે છે. સામેના ટેકરાઓથી ટક્કર ખાઇ માથોડાં બે બે માથોડાં ઊંચા ઉછળે છે અને પછાડ ખાઈ ફેનિલ બની પાછાં નીચે પડે છે. સામેના ડુંગરાનો વળાંક લઇ આગળ ખીણુની પ્રદક્ષિણા કરી આગળ ધપે છે. ગામડાના, લોકો નદીનું આ ભયંકર સ્વરૂપ જોવા ટોળે ટોળાં મળી ભેગાં થાય છે. નીચાણમાં આવેલાં ગામોને તે પોતાના પેટમાં સમાવવા ધસે છે. લોકો નાસભાગ કરે છે, અને બાળકો કિકિયારી કરી માબાપને ગળે વળગી પડે છે...અને છતાંય આની કોઇ દરકાર કર્યા વગર ઊજાડનાં પાણી, મદમસ્ત બનેલા માતંગની જેમ ગાંડાતૂર આગળ ધસતાં જ જાય છે.

ગિરિશ્રૃંગોની આ હારમાળા છે. આસપાસ નિબિડ વન આવેલું છે. એક અઢાર વર્ષની જુવાન છોકરી ટેકરી ઉપર આવેલી પોતાની ઝૂંપડીમાં બેઠી નદીનું આ તાંડવ નૃત્ય જુએ છે; અને પછી એ ટેકરી ઉપરથી જ, નદીમાં ઝંપલાવે છે.

ડૂબકી મારી એક તણાતી વ્યક્તિને તે વાળથી પકડે છે, અને આવા પ્રચંડ પ્રવાહ સામે, પોતાની ભુજાઓથી લડતી લડતી તે થોડે દૂર કિનારા પાસે આવી લાગે છે.

કિનારા પાસે આવી તે આ વ્યક્તિને તપાસે છે અને તુરત જ તેને ઊંધી નાખી તેના પેટનું પાણી કાઢી નાખે છે. પછી તેને પોતાની પીઠ ઉપર નાખી દોડતી દોડતી ટેકરા ઉપર આવેલી પોતાની ઝૂંપડીમાં લઈ આવે છે. વ્યક્તિના શ્વાસોચ્છ્વાસને જોઇ તેને નિરાંત થાય છે. પછી ઝૂંપડી બહાર જઇ એક મૂળિયું કાઢી તેને ઘસી આ વ્યક્તિને પાય છે.

આ યુવકનો સુંદર ચહેરો જોઈ તેને થાય છે–કોઇ પણ સંસ્કારી માણસ છે. તેની જનોઇ જોતાં જ થાય છે ઊંચા વર્ણનો યુવક છે. એક કલાકના ઉપચાર પછી આ યુવક પોતાની આંખો ખોલે છે.

"હું...ક્યાં?" તે બબડે છે.

તેની પાસે જ બેસી જઇ, તેના શરીરને શેક કરતી યુવતી બોલે છે.

"ઊંઘી જાઓ. મારે ઘેર છો તમે."

\+ + +

"તમે કોણ ?" યુવતી પૂછે છે.

"ગોપાલ"

"ગોપાલ કોણ ?"

"ગોપાલ" તે ફરીથી કહે છે. યુવતી સ્હેજ હસે છે.

ગોપાલના મુખમાં ગરમ દૂધ રેડી તે કહે છે. "હવે ચિંતા જેવું કશું નથી."

ગોપાલના મુખ ઉપર સ્મિત ફરકી ઊઠે છે. તે ફરીથી ઊંઘી જાય છે.

સંધ્યા નમવાની તૈયારીમાં છે. ઊજાડનાં પાણી થોડાં શાંત બન્યા છે. આકાશના વાદળાં પણ ફાટયાં છે અને લાલ સૂર્યનો ગોળો પશ્ચિમમાં અસ્ત થવાની તૈયારીમાં છે. ભીલ કન્યા, ઝૂંપડી બહાર એક મોટી શિલા ઉપર બેઠી વિચારે ચઢે છે. કોણ હશે આ યુવક ? કેમ કરતાં નદીમાં પડ્યો હશે ? એને પોતે જોયો ન હોત તો તે અવશ્ય મરી જાત. અને એકાએક તેના હૃદયમાં આ યુવક માટે સ્નેહ અને મમતાનું ઝરણું ફૂટી નીકળ્યું. બાપા સામેના ગામમાં કામ માટે ગયા છે. કયારે આવશે ? સામેનો પર્વત લીલો છમ દેખાય છે. ખાખરાનાં વૃક્ષો ચારેકોર ઉગી નીકળ્યાં છે. આ બન્ને પર્વતો વચ્ચે ઊજાડનાં પાણી ઘેરા નાદ કરતાં વહે છે. જે ટેકરા ઉપર તેની ઝૂંપડી છે તેની

આસપાસ પણ વનસ્પતિનું સામ્રાજ્ય વ્યાપ્યું છે. દૂર દૂર સુધી લીલાંછમ વૃક્ષો સિવાય બીજું કશુ દૃષ્ટિગોચર થતું નથી.

કોણ આવે? બાપુ? ઓહ! એ જ છે.

પોતાની શિલા ઉપરથી ઊભી થઇ તે બોલી.

"બાપુ!"

"બેટા"

"કેમ મોડા આવ્યા?"

"જરા કામે વળગી ગયો હતો બેટા."

"બાપુ, એક વાત કહું?"

"હા."

"અંદર કોઈ"

"કોણ?"

"ચાલો બતાડું."

ભીલ કન્યા પાલુ પિતાને અંદર, ઝૂંપડીમાં લઈ ગઈ.

સાદડી ઉપર ગોદડામાં સૂતેલા ગોપાલને જોઈ, વૃદ્ધે પૂછ્યું.

"આ કોણ?"

"આવો બહાર એટલે કહું."

"અંદરના ઓરડામાં જ ચાલને બેટા.

" ભલે બાપુ."

આ ઝૂંપડીમાં બે ઓરડા હતા. આગળનો અને પાછળનો ઓરડો રાંધણિયા તરીકે વપરાતો.

તેમાં જઈ એક સાદડી ઉપર બેસી પાણુ બોલી.

"બાપુ, આજે સવારે ઝૂંપડી બહાર બેઠી હતી. ઉજાડ ધૂ ધૂ ધૂ કરતી વહેતી હતી. મેં જોયું કોઈ તણાય છે. ટેકરા ઉપરથી જ ભૂસકો મારી પકડી લાવી, જોઉં તો ગોપાલ."

" ગોપાલ ?"

" હા."

"કોણ છે તે ?"

" હજી પૂછ્યું નથી બાપુ"

" પાણી..." પડખેના ઓરડામાંથી અવાજ આવ્યો.

વૃદ્ધ બીજા ઓરડામાં આવ્યો. થોડુંક પાણી આપ્યા પછી વૃદ્ધે પૂછ્યું.

" તમે કોણ છો ભાઈ."

" ગોપાલ."

" ક્યાંના રહેવાસી ?"

ગોપાલે પોતાનો થોડોક ઇતિહાસ ક

વૃદ્ધે વધારે પૂછવાનું મુલતવી રાખ્યું.

એક બે દિવસમાં ગોપાલને સાવ ઠીક થઈ ગયું તે આ વનના તથા ભીલની ઝૂંપડીના વાતાવરણમાં ભમી ગયો. તેને લાગ્યું જાણે જે પ્રકૃતિને માટે જે સ્વતંત્રતાને માટે તે તલસતો હતો તે બધું તેને આજે મળી ગયું હતું. દૂર દૂર સુધી ફેલાયેલી ટેકરીઓ અને તેના ઉપરનું વન, વૃક્ષો અને વેલાઓ, વળાંક લેતી ઊજાડ નદી અને તેના ઘેરા ઘૂઘવતા પાણી—બસ આજ માટે તે ઝંખતો હતો.

કોઈ કોઇ વાર તેને પોતાના ઉપર હસવું આવતું. શામાટે તે મરવાનો નિશ્ચય કરી નદીમાં પડયો હતો? ગત જીવન તેને કોઇ કોઈ વાર સાંભરી આવતું. પેલા ગામડામાં પેલું નાનું ઘર; તેમાં રહેતો તે. અને પેલી છોકરી ગૂંગી. શામાટે તે ત્યાંથી ભાગી આવ્યો? તેના ઉપર મૂકવામાં આવેલી શંકા વધારે દઢ થઇ હશે. લોકોએ ધાર્યું હશે કે ગોપાલે જ આ અત્યંત ઘૃણિત કાર્ય કર્યું હશે.

પોતે નિર્દોષ છે તો પછી દૂષિત કોણ? એ વિચાર આવતાં જ તેના મનમાં ચંદા પ્રત્યે ઘૃણાની લાગણી જન્મવા લાગી. ઘૃણિત કાર્ય કોણે કર્યું હશે? ચંદાએ આ કામ કરવા દીધું જ કેમ?

પણ આ બધા વિચારો આવતાં જ તેને સતી સાંભરતી. સતીના ઉચ્ચારેલાં વેણો યાદ આવતાં. તે પોતે સતીને મળ્યા વગર ભાગી આવ્યો હતો. સતી જીજીએ શું ધાર્યું હશે! તેમણે પણ ધાર્યું હશે કે ગોપાલ દૂષિત છે. કેમ કરીને તે આ વાત જીજીને કહે "જીજી જીજી હું સાવ નિર્દોષ છું. મેં એવું કાર્ય કર્યું નથી."

અને ભાભી ! ભાભીનો સ્નેહ. ભાભીની મમતા તેને યાદ આવતાં. ભાભી તે વખતે ત્યાં ન હતાં. ભાભી આવ્યાં હશે—અને મિશ્રાણીજીએ જાણે શી શી વાતો કરી હશે. ભાભીના હૃદયમાં કેટલું દુઃખ થયું હશે.

અને ગૂંગીનું શું થયું હશે ? તેના ઉપર શું શું વીત્યું હશે ?

પાલુ જંગલમાં લાકડાં કાપતી હતી. ક્યાંય સુધી ગોપાલ મૂઢની જેમ પથરા ઉપર બેસી રહ્યો.

"કેમ શું વિચારો છો ? પાલુએ પાછળથી આવી પૂછ્યું.

"ઓહ ! કાંઈ નહિ." ગોપાલે કહ્યું.

"કંઇ નહિ ? જૂઠું ક્યારની હું જોઉં છું. જડ-ભરતની જેમ બેઠા બેઠા તમે શું વિચારતા હતા કહો જોઉં."

"ઓહ ! કંઇ નહિ."

"નથી કહેવું કેમ ?"

"ના એવું કંઇ નથી."

"તો ?"

થોડી વાર કોઇ કંઇ બોલ્યું નહિ ગોપાલ પાસે આવી તેની પાસે બેસી જઇ, અત્યંત અનુનય કરતી હોય તેમ બોલી.

"બોલો, મને બધી વાત નહિ કહો ?"

એક ક્ષણ ગોપાલ વિચારી રહ્યો.

"મારી વાત સાંભળી તમને મારા ઉપર ઘૃણા નહિ છૂટે ?"

"ના."

"સાચું કહો છો ?"

"હા."

"પણ સાંભળીને શું કરશો ?"

"શું કરીશ ? તે તો હું પણ નથી જાણતી. પણ જ્યારથી તમો આવ્યા છો ત્યારથી મારાથી દૂર દૂર રહો છો. મને તમારા અંતરની વાત જાણવા દ્યો. હું તમારા દુ:ખમાં ભાગ લઇશ. કદાચ તમને સાંત્વના આપીશ. કદાચ તે સાંભળવાથી તમારી નિકટ આવી શકીશ."

"નિકટ આવવાની એટલી અભિલાષા છે ?" યુવતીએ નિસ્સંકોચ ભાવે કહ્યું. "હા."

"પણ તોયે હું દૂરનો દૂર રહ્યો તો ?"

"તો હું નથી જાણતી" કહી તે અત્યંત ગંભીર બની ગઇ.

વનમાં શાંતિ પ્રસરી ગઇ કોઇ કશું બોલ્યું નહિ.

સાંભળવાની જ ઇચ્છા છે તો લ્યો સાંભળો અને પછી ગોપાલે પોતાની બધીય હકીકત કહી સંભળાવી. એક ધ્યાનથી પાલુ એ સાંભળતી રહી. જ્યારે ગોપાલે

પોતાની કહાણી પૂરી કરી ત્યારે પાલુના નેત્રોમાંથી પાણી પડતું હતું.

"કેમ, રડો છો ?" ગોપાલે પૂછ્યું.

પોતાના છેડાવતી આસું લૂછી તે બોલી.

"કોણ કહે છે રડું છું."

"તમારી આંખો."

"તમારે આંખો છે જ નહિ." તે બોલી ઊઠી.

"કેમ ?"

"જો હોત તો પેલી નિરાધાર છોકરીનાં આંસુ પણ તમે જોઇ શકયા હોત." તે બોલી.

ગોપાલ મૂંગો રહ્યો.

તે વ્યથા—તે દુઃખ તમે નહિ સમજી શકો, કારણ તમે પુરુષ છો."

"તોયે ગોપાલ મૂંગો હતો.

મારા ગામમાં નંદુ નામની એક વિધવા રહેતી હતી. બિચારી બાળપણથી જ રાંડી હતી. સંસારનું સુખ તેણે જોયું ન હતું. જ્યારે તે મોટી થઇ ત્યારે ચારેબાજુનું વાતાવરણ તેણે પ્રલોભનોથી ભરપૂર જોયું. તેના અંગે-અંગમાં યૌવન ફાટફાટ થતું હતું. તેમના ઘર પાસે જ એક ચાલીસ વર્ષનો વિધુર રહેતો હતો, નંદુ પોતાને સાસરે જ રહેતી હતી. તેનો દિયર તેને ખૂબ ચાહતો હતો.

એક દિવસ વિધુરના પ્રલોભનોનો તે ભોગ બની. તે પોતેય સમજી શકી નહિ કે પોતે શું કર્યું છે. જ્યારે તેને ખબર પડી કે તે બે જીવી થઇ છે ત્યારે તો તેના હાંજા ગગડી ગયાં. ધીમે ધીમે વાતો થવા લાગી. લોકોએ દિયેર ઉપર આળ ઢોળ્યું. અને એક રાતે તે ત્યાંથી ચાલી ગઇ. ક્યાં નાસી ગઈ તે આજ દિવસ સુધી કોઇ જાણતું નથી."

તોયે ગોપાલ ચૂપ હતો.

"તમને હૃદય છે?" થોડીવાર પછી પાલુ બોલી.

"મને ખબર નથી. આજ દિવસ સુધી મારા હૃદયને પણ હું ઓળખી શક્યો નથી" ગોપાલ બોલ્યો.

"તો તમે કોઇના હૃદયને ઓળખી શકશો નહિ." તે બોલી.

ગોપાળ સાંભળતો રહ્યો.

"તમે એટલુંય ન સમજી શક્યા કે તે ગૂંગી છોકરી તમને કેટલું ચાહતી હતી."

"એ હું સમજ્યો હતો."

"ના, ના. તે તમે સમજ્યા ન હતા. સમજ્યા હોત તો પેલી નિરાધાર છોકરીને ત્યાં તરછોડીને આમ નાસી આવ્યા ન હોત."

ગોપાલ ચૂપ.

થોડીવાર પછી તે બોલ્યો.

"એટલે તમે એમ કહેવા માગો છો કે આ કામ જે મેં કર્યું નથી તેનો સાથીદાર–તેનો ભાગીદાર હું થાઉં!"

"હા. એમાં શું ખોટું હતું?" તે બોલી ઊઠી.

ગોપાલ આનો કશો જવાબ આપી ન શક્યો.

"ચાલો ભારી મને ઉચકાવો. મોડું થાય છે."

પાલુના માથા ઉપર ભારી ઉચકાવી ગોપાલ તેની પાછળ પાછળ, ગહન વિચારમાં લીન, ચાલવા લાગ્યો.

× × ×

છાયાવાળી ગાડીમાં માતાજી તથા ભાભી મૂંગા મૂંગા બેઠાં હતાં. પાસેજ પોતાનો સાફો પોતાના પગ તળે મૂકી રાઘેબાબુ મૂંગા બેઠા હતા.

"કેમ બધું ઠીકઠાક છે ને રાઘે" માતાજીએ પૂછ્યું.

"હા" રાઘેબાબુએ ટૂંકો ને ટચ જવાબ આપ્યો, પછી ગાડીવાળા પટેલ પાસેથી બાકસ માગી બીડી સળગાવી ધૂમ્રપાન કરવા લાગ્યા. પણ તેમનો ઉદાસ ચ્હેરો સ્પષ્ટ કહી આપતો હતો કે તેઓ કંઇ કહેવા માગતા હતા પણ જીભ ઉપડતી ન હતી.

"ઘર તો ઉકરડા જેવું થઇ ગયું હશે?" માતાજી બોલ્યાં.

રાઘેબાબુ મૂંગાજ રહ્યા.

વહુ તો કહે ચાલો જઇએ ગામડે, પણ રાઘે એમ તે કંઈ અવાય. માંદગી એવી તો ખરાબ કે મોટા મોટા દાક્તરો બોલાવ્યા તો પણ સારું ન થાય. મેં કહ્યું આ

દાક્તરોને છોડો અને કોઈ સારો વૈદ્ય ગોતી લાવો. પણ મારું માને કોણ? છેવટે કંટાળીને વૈદ્યને બોલાવ્યા. આઠ દિવસમાં તો ફેર પડવા લાગ્યો ને સાવ સારું થઈ ગયું."

રાઘેબાબુ મૂંગા મૂંગા સાંભળતા રહ્યા.

"અને રાઘે! એવા તો વૈદ્ય કે નાડી જોઈનેજ રોગ પારખે. અને તેમની પાસેથી વહુની પણ દવા કરાવી છે. નારાયણ કરે ને હવે એક પુત્રને વહુના ખોળામાં રમતો જોઉં તો હાશ થાય. પછી કહું–હે નારાયણ તેં મારી બધીય મનોકામના પૂરી કરી છે, હવે મને કાંઈ ઇચ્છા નથી. આ સંસારથી ઉંપાડી લે."

રાઘેબાબુ ડોળા ફાડી આસપાસના દશ્યને જોતા હતા.

"પછી તો રાઘે મેં કહ્યું. બાપુ હવે અમે ગામડે જઈશું. ઘણું રોકાણા. ત્યાં પેલો છોકરો છે–તેનું ભણતર બરોબર ચાલે છે કે નહિ. તે મારે જોવાનું છે, ઘરને રેઢું મૂકીને આવી છું. વહુને પણ બોલાવી લીધી છે; તો કહે હવે થોડા દહાડા તો રહો. માંડ માંડ નીકળી શકી બાપુ. હાશ માંડ માંડ ઘેર પહોંચી છું."

રાઘેબાબુએ બીજી બીડી સળગાવી.

"આજે કેટલી બીડી પીવી છે રાઘે!"

"જી...જી?" રાઘેબાબુ જાણે તંદ્રામાંથી જાગ્યા હોય તેમ બોલ્યા, અને પછી હાથની બીડી બહાર ફેંકી દીધી.

"ગોપાલ છે તો મજામાંને?"

જાણે કંઇ ન સાંભળ્યું હોય તેમ તેઓ ડોળા ફાડી બહારનાં વૃક્ષોને તથા ધૂળથી ભરેલા રસ્તાને જોતા રહ્યા.

" સાંભળ્યું કે ? "

" ઓહ ! ગોપાલ...હા...ઠીક છે. "

" ને મિશ્રાણીજી રસોઇ તો ઠીક કરતાં હતાંને ? "

" જી ? "

" રસોઈ ? "

" જી. હા. રસોઈ...બરાબર. "

" પેલી છોકરી ? "

" છોકરી ? "

" ગૂંગી ? "

" હા...ગૂંગી... "

" છે ને ? "

" ના... "

" ક્યાં ગઈ ? "

" હા...છે ને... " ગૂંગળાતા હોય તેમ, નદીના પાણીમાં ડૂબતા માણસની જેમ ગોટા વાળતા રાધેબાબુ બોલ્યા અને પછી જાણે કેમ આ બધા પ્રશ્નોની પરંપરાને અટકાવવા માંગતા હોય તેમ બોલી ઊઠ્યા.

" ગાડી વાલે રે "

" હુકમ "

" એરે ક્યાં આવ્યા ? "

" ગુલબેડી "

"ગામડું કેટલા માઇલ દૂર છે રે ?"

"સરકાર ત્રણ ચાર માઇલ દૂર"

"ક્યારે પહોંચશું રે"

"પહોંચશું ?"

"હા. બહેરો છે ?"

"જી સરકાર...દન આથમતાં આથમતાં પુગશું"

"જરા બળદોને હાંકને. આમ રગસિયું ગાડું તો રાતના બાર વાગે પણ નહિ પહોંચે."

"સરકાર"

અને પછી ગાડાવાળાએ બળદોની પૂંછડી આમળી તેમની સત્તર પેઢીઓની પ્રશંસા કરી કહ્યું.

"ઓ ઓ મરરે..."

પણ જમણો બળદ કેમે કરી આગળ વધવા માગતો ન હતો. તે એટલો થાકી ગયો હતો કે ગાડીવાળાના ડફણાં તથા ગાળો સહન કરવા તે તૈયાર હતો પણ ગામ ભણી ચાલવા તે તૈયાર ના હતો. થોડે દૂર જઇને જમણા બળદે સત્યાગ્રહ કર્યો અને તે પૃથ્વી માતાને દંડવત્ પ્રણામ કરવા લાગ્યો.

"ઓય માડીરે" માતાજી બોલી ઊઠયાં

"અલ્યા શું છે આ ?" રાધેબાબુ બોલી ઊઠયા.

"એને માલક, આ જમણો બળદ, મારો હહરીનો... અરે તારી નાની મરે તારી" કહી ગાડીવાન નીચે ઉતર્યો અને બળદને ઉઠાડવાનો ભગીરથ પ્રયત્ન કરવા લાગ્યો પણ

જમણા બળદને તેની નાની મરે તેની કશીય ચિંતા ન હતી એટલે તેણે તો પૃથ્વી માતાની ગોદ છોડી ઊભા થઈ ચાલવાની સાફ ના પાડી.

"ચાલ માર બાપુ ચાલ" ગાડીવાળો વિનવણી કરવા લાગ્યો.

"એમ બોલને ગાળ દે છે તે." જમણો બળદ ડાબી આંખ મીંચીને જાણે કહેતો હતો.

"મારા બાપુ ઊઠ મારો બાપુ"

સમાધિમાં હોય તેમ બળદે આ સાંભળ્યુંજ નહિ.

ગાડીવાળો કપાળે હાથ દઈ બોલ્યો.

"શું કરું બાપુ! આ બળદોથી તો તોબા."

"અલ્યા, પૂરતું ખાવાનું નહિ આપતો હોય,"

"અરે સરકાર, એવું તો હોય. રોજનો રૂપિયો ખરચું છું બાપુ."

જમણા બળદે ડોકું ધૂણવી સૂચવ્યું કે આ વાત તદ્દન ખોટી હતી. ગાડીવાન ચાર આના પણ ખરચતો ન હતો; અને એની સાક્ષી જોઈતી હોય તો ડાબા બળદને જ પૂછી જુઓ.

"લે બાપલા ચાલ હવે તો" તેમ કહી ગાડીવાળાએ ગાડીમાંથી ઘાસ કાઢી જમણા બળદને નીર્યું.

આ જોઈ ડાબા બળદને ઈર્ષા થઈ એટલે તે પણ બેસવાનો ડોળ કરવા લાગ્યો.

"લ્યો હહરીનો આ પણ વંઠયો" અને તેમ કહી તેને પણ ઘાસનો પૂળો નીર્યો.

ખાદ્યક્રિયા પતાપી જમણો બળદ ઊભો થયો અને પછી ગાડું તીવ્રગતિએ રસ્તા ઉપર દોડવા લાગ્યું.

"જોયું ને તું બળદોને પૂરતું ખવડાવતો નથી તેથી જ તેઓ ચાલતા નથી" રાઘેબાબુ બોલ્યા.

"એવું તો હોય સાબ" ગાડીવાળો બોલ્યો.

પણ જેમ જેમ ગામ પાસે આવતું હતું તેમ તેમ રાઘેબાબુના ચહેરાના રંગો બદલાતા હતા. આ બધી વાત માતાને કહેવી તો જોઇએ જ, નહિ તો તેમને થશે રાઘે પણ ગજબનો છે, બધી વાત કરી કેમ નહિ. ?

"એને..."

"શું ?" માતાજીએ પૂછ્યું.

"કંઈ નહિ,"

"કંઈ કહેતો હતો ને ?"

"આ એ તો" આ વરસાદમાં ઘર ખૂબ ગળતું હતુ"

"તો કડિયાને બોલાવીને ઠીક ન કરાવ્યું."

"મને બધું બહુ આવડે ને ?"

"તો ગોપાલને મોકલી..."

"ગોપાલ...એ તો..."

"શું ?"

"એ તો નથી"

" નથી ? "

" હા...ના "

" કેમ ? ક્યાં ગયો ? "

" ભાગી ગયો..."

" ભાગી ગયો ? શું કહ્યું ? " ડોળા ફાડીને માતાજીએ પૂછ્યું.

ભાભી સાશ્ચર્ય નેત્રે પતિનું મુખ ઘૂંઘટામાંથી નિરખી રહ્યાં મલરામણના ચિહ્નો સ્પષ્ટ તેમના મુખ ઉપર દેખાતાં હતાં. ભાભીનું હૃદય ધડકવા લાગ્યું. અને આ શંકાથી તેમનું મન ઘેરાઈ ગયું.

" હા..." રાધેબાબુ બોલ્યા.

" પણ ભાગી જવાનું કારણ "

" એને...એતો... કંઈ ખાસ નહિ...પણ..."

" પણ શું બોલી નાખને ! "

" ગૂંગી..."

" ભાઈ રાધે તું તો એવોને એવો રહ્યો. સાફ સાફ કંઈજ કહેતો નથી "

" ભઇ...ઘેર જઈને મિશ્રાણીને પૂછી લેજોને ! " તેઓ બોલ્યા.

" થોડીવારમાં તો ગામનાં ઘરો દેખાવા લાગ્યાં અને બે ચાર મિનિટ પછી તેઓ ઘર પાસે આવી લાગ્યાં.

ભાભીના પગ કેમે ઉપડતા ન હતા. આ ઘર ગોપાલ

વિના સાવ સૂનું સૂનું લાગશે તેમ તેમને થયુ. ગૂંગી વિષે શું વાત હતી તે સમજી ન શક્યાં.

સામેજ મિશ્રાણીજી ઊભાં હતાં.

"આવો આવો, માં તમારા વિના તો આ ઘર..." અને પછી તેમણે હાથના એવા તો ચાળા કર્યા કે જેનો અર્થ સમજવો મુશ્કેલ હતો.

અને ભાભીની વાત સાવ સાચી પાડી. ભાભીને ઘર સાવ સૂનું સૂનું લાગવા લાગ્યું. પણ જ્યારે મિશ્રાણીજીએ પોતાની શિષ્ટ ભાષામાં બધી કહાણી સંભળાવી ત્યારે ભાભીનું દિલ જાણે બેસી ગયું. આશંકાઓ વચ્ચે તેમનું મન ઝોલાં ખાવા લાગ્યું તેઓ આ વાત સ્વીકારવા તૈયાર ન હતાં. ગોપાલ આવું કાર્ય કરેજ નહિ. છતાં મિશ્રાણીજી તો કહેતાં હતાં.

"અરે હા માં મેં મારી નરી આંખે જોયુંને."

"પ્રભુ, પ્રભુ! તું કર ઈ ખરી" માતા બોલ્યાં અને પછી તો તેઓ સ્નાન કરી પૂજા કરવા ચાલ્યાં ગયાં. પણ તેમને ક્યાંય ચેન પડયું નહિ. તેમના જ ઘરમાં આવું પાપકર્મ થતું તેથી અંદર અંદર તેમનું મન બળવા લાગ્યું.

જેમ જેમ રાત્રિ વધતી જતી હતી. તેમ તેમ ભાભીનું હૃદય વધારે ને વધારે વ્યથા અનુભવવા લાગ્યું.

પતિ પાસે જઇ તેમણે તેમની પાસેથી બધી વાત જાણવાની ઈંતેજારી બતાવી. પણ પતિદેવ તો એક શબ્દ એ વિશે બોલ્યા નહિ આ વાત પૂછવાની હિંમત ભાભી પણ કરી શક્યાં નહિ.

થોડીવાર પછી તો પતિદેવના નસકોરા બોલવા લાગ્યા. વારંવાર ભાભીને ગોપાલ યાદ આવવા લાગ્યો. રાતને વખતે, તેના ખાટલા પાસે આવી ગોપાલ પોતાની દિનચર્યા કહેતો, દિવસ આખામાં કરેલી મસ્તીની હકીકત કહેતો, સુખપાલની વાડીમાંથી કેટલાં જામફળ તોડયાં, શેઠજીના બગીચામાંથી કેટલાં કેળાં ને જાંબુ તોડયાં–એ બધીય વાત ગોપાલ ભાભીને કરતો.

પણ તેણે પેલી રાતની વાત કરી નહતી. તે શું ખરેખર પેલી છોકરી સાથે ફરવા ગયો હતો ? નાના એવું બને જ નહિ. જો એમ હોત તો ગોપાલ અવશ્ય મને કહેત–અને અનેક દ્વિધા વચ્ચે રાતના બે વાગે સૂતાં...પણ વારંવાર ઊંઘમાં પણ ઝબકીને જાગી ઊઠતાં.

પંડિત ગજાનન મહારાજ સ્નાનાદિથી પરવારી પૂજામાં બેઠા હતા. જાડું ગોળમટોળ તેમનું શરીર હાથીની જેમ ઝૂલતું હતું અને તેઓ પોતાના શરીર ઉપર ગોપીચંદન ચોપડતા નમઃશિવાય, નમઃશિવાયના મંત્રો ઉચ્ચારતા હતા.

સામે પાટલા ઉપર પાલખમાં શિવલિંગ બીરાજેલું હતું. બીજી બે ચાર છબીઓ પણ પાટલા ઉપર ગોઠવેલી હતી. ઘીના બે સુંદર દીવાઓ પાટલા ઉપર બળતા હતા. ૐ નમઃ શિવાયના મંત્રો સાથે પોતાના શરીરને ધુણાવતા પંડિતજી હવે અગરબત્તી પ્રગટાવવા લાગ્યા.

પછી પદ્માસન નાખી ભગવાનની પૂજા કરવા લાગ્યા.

**"ૐ दधिस्नानं, दधिस्नानं–जल स्नानं जल स्नानं"**

આ બધી ક્રિયાઓ કરવા છતાં તેમનું મન તો ન જાણે ક્યાં ભમતું હતું. કોઈ વાર સતીના વિચારો આવતા. કેવી દુબળી પડી ગઇ છે ? કાંઇ ખાતી નથી કંઇ પીતી નથી અને આંસુ સાર્યા કરે છે. એવું તો શું થયું છે જે આમ બને છે ?

ભગવાનને સ્નાન કરાવી તેઓને પાલખમાં ગોઠવ્યા અને પછી "ૐ ! તું ! હ્રી" વગેરે મંત્રો બોલવા લાગ્યા.

આંખો સામે પેલી ચંદા આવી લાગી હાથના ઝટકાથી તે મૂર્તિને તે જાણે હટાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ જેમ જેમ તે ચંદાને પોતાના મનઃ ચક્ષુઓ પાસેથી હટાવવાનો પ્રયત્ન કરતા હતા તેમ તેમ તે વધુ સામે આવતી હતી—જાણે ભિક્ષા યાચતી. આંસુ સારતી. પોતાની નિરાધાર સ્થિતિને દેખાડતી—ચીંથરેહાલ—વાળ આકાશમાં ઉડતા. પીળો ચહેરો. આવી દીન દીન—દયા યાચતી કોઈ સ્ત્રી તેમણે જાણે કોઈ દિવસ જોઇ જ નથી !

પૂલ ઉપર થયેલી મુલાકાત તેમને યાદ આવવા લાગી, ટેકરા ઉપર ચઢતી ચંદા તેમને દેખાવા લાગી અને પછી તો તેમના ઘર સામેજ આવીને તે ઊભી રહી. તેમની ભુજાઓમાં સપડાયેલી ચંદા તેમને કરગરવા લાગી. અને અને પછી એકાએક બારણું ખૂલ્યું. 'કોણ ?' હડસેલી મૂકાયેલી ચંદા રડવા લાગી. અને 'ડાકણ' 'ડાકણ' કહીને તેમણે ઘરમાં પ્રવેશ કર્યો અને સતીને કહ્યું "પાણી લાવ, પાણી—શંભો, શંભો તેંજ બચાવ્યો મારા બાપ !"

પણ તે બચ્યો ખરો ? સવારના ચાર વાગે હોડીમાં બેઠેલી પેલી ચંદા ઓહ !

તેમણે પોતાના ગાલો ઉપર બે ચાર થપાટો લગાવી દીધી અને બોલી ઊઠયાઃ

"હરિ હરિ! આ શું? ક્ષમા કરજે મારા બાપ! શંભો! શંભો!!" તેઓ બોલ્યા પછી શંભુની સ્તુતિ ગાવા લાગ્યા. આરતી હાથમાં લઇ આરતી ગાવા લાગ્યા.

"જય શંકર દેવા—જય શંકર દેવા" પણ જાણે કેમ પેલી છોકરી આંખો સામેથી ખસતી જ નથી. હવે તેનું સ્વરૂપ બદલાઈ ગયું છે. પાંડુર મુખી તે પીડાગ્રસ્ત છે! રાક્ષસીની જેમ તે તેમની સામે ધસતી આવે છે-ઓહ પ્રભુ! આ શું? અને તેમ કહી પંડિતજીએ પોતાનાં બન્ને નેત્રો બંધ કરી દીધાં—પણ આ તો મહાન રાક્ષસી તેને ખાવા જાણે દોડતી જ આવે છે. સ્પષ્ટ દેખાય છે. એકાએક આંખો ખોલી દીધી.

સામે જ સતી ઊભી હતી. "મને સાચું નહિ કહો?" સતીએ પૂછ્યું.

પંડિતજી બિચારા, આ અણધાર્યા પ્રશ્નથી એકદમ મંઝાઈ ગયા.

"શું...શું" તેઓ બોલી ઊઠયા.

"આ કાર્ય ગોપાલે જ કર્યું છે."

"ગોપાલે નહિ તો શું મેં કર્યું છે?" પંડિતજી ખીજાઈને બોલી ઊઠયા.

"હું તેમ નથી કહેતી, પણ ખોટું આળ તેના ઉપર શા માટે નાખો છો?"

" ખોટું ! ખોટું ! હું ખોટું છું ! "

" હે શંભો તું કર તે ખરી ! આ બૈરીથી તો તોબા મારા બાપ. " તેઓ બોલ્યા—પણ એ શબ્દો એટલા ઢીલા હતા કે સતી પતિના મુખ સામું જોઈ રહી.

પંડિતજી આ આંખો સમક્ષ જોઈ શક્યા નહિ. એકાએક ત્યાંથી ઊભા થઈ ગયા અને ઘર બહાર ચાલતા થયા.

સતી કંઈ મહાન નિશ્ચય કરવા મથામણ કરતી હોય તેમ લાગતું હતું. તેની આંખો એક અજબ તેજથી ભરપૂર લાગતી હતી.

આજ કેટલાય દિવસોથી તેને ક્યાંય ચેન પડતું નથી. વારંવાર તેને ગોપાલ યાદ આવે છે. ગોપાલ યાદ આવતાં જ ચંદા યાદ આવે છે, અને પછી તો તેની કલ્પનામાં એ અનાથ છોકરીનાં દુઃખો સામે તરી આવે છે. તે પણ નાસી ગઈ હશે ! આવી સ્થિતિમાં તે ક્યાં ભટકતી હશે ?

ગામડામાં તેણે આવી અનેક વાતો સાંભળી હતી. તેના જ ગામમાં આવી એક છોકરીએ કૂવામાં પડી આત્મહત્યા કરી હતી.

તેણે આત્મહત્યા તો નહિ કરી હોય ? તેના બાળકનું શું કર્યું હશે ? અને પછી એક સુંદર બાળકનો ચહેરો તેની આંખો સામે તરવરવા લાગ્યો.

આજ વખતે કોઈએ બારણું ખખડાવ્યું.

" કોણ ? " સતી બોલી.

" કાનો, એ તો, મા "

"ઓહ! કાનો ?"

"હા, માં."

"ક્યારે આવ્યો રે ?"

"આ ચાલ્યો જ આવું છું. ગામડેથી કામે અહીં આવ્યો. થયું સતીમાના દર્શન કરતો જાઉં. ઘણા દિવસથી દર્શન થયાં નથી."

"બધાં મઝામાં છે ને ?"

"હા મા. પણ આપને કેમ છે ?"

"ઠીક છે."

"ના, મા. સાચું કહો. આપનું શરીર ઠીક નથી લાગતું"

"ના મા, મારાથી છાનું નહિ રાખી શકાય."

"કાના"

"જી"

"તું મારું કામ કરે કે ?"

"તમારે માટે મા, આ જીવન પણ આપું. ગામડામાં હતો ત્યારે આપેજ મારા ઘરની સંભાળ લીધેલી. હું તો ચાર વર્ષથી કેદમાં હતો. તમે સંભાળ ન લીધી હોત તો મારાં બૈરાં છોકરાંનું શું થયું હોત તે હું ક્યાં નથી જાણતો."

"તો મારું કામ કરીશ."

"આપ બોલો મા, હું કરીશ."

" તને હોડી ચલાવતાં આવડે ! "

" હાવે. એવી તો આવડે કે ગમે તેવા પૂરમાં પણ તેને લઈ જાઉં. "

" તો મને પછી મળજે. મારે કામ છે. "

" ભલે મા " સતીને પ્રણામ કરી કાનો ચાલતો થયો.

સતીને પોતાનું નાનું ગામડું સાંભર્યું ઘર પાસે જ આવેલા કાનાનું ઘર સાંભર્યું. કોઈ ખોટા કેસમાં ફસાવી તેને મહાજને અપાવેલી ચાર વર્ષની કેદ સાંભરી અને તેનાં બૈરાં છોકરાંની દુર્દશા સાંભરી. છાનુંમાનું તે તેમને મદદ કરતી. અને જેલમાંથી છૂટી જ્યારે તે ઘેર આવ્યો ત્યારે પત્ની મુખે સતીની વાતો સાંભળી તેની આંખોમાં પાણી ભરાઈ આવેલાં. તે એકદમ દોડ્યો હતો અને સતીના પગમાં માથું મૂકી હર્ષથી રડી પડ્યો હતો.

# ૧૨

સ્મશાનની ઝાડીમાં આત્મહત્યા કરવા મથતી ચંદાએ પથરો ઉપાડી ચાકુ ઉપર મારવા હાથ ઉપાડ્યો ખરો પણ તે તેમ કરી શકી નહિ. એક સુંદર બાળક જાણે તેની સામે આવી દયામણે ચહેરે તેને વીનવવા લાગ્યું: " મેં શો દોષ કર્યો છે મા, મને માર નહિ–મા...અ..." અને માતાનું હૃદય, માતાનું વાત્સલ્ય જાણે જીત્યું અને તેણે પથરાનો ઘા કર્યો અને ચાકુને ફેંકી દીધું.

પછી તે ત્યાંથી ઊભી થઈ અને નદી તરફ ચાલવા લાગી. નદીનાં પાણી ખળખળ કરતાં વહેતાં હતાં, શિયાળોનાં

રુદન સ્મશાનમાંથી સંભળાતાં હતાં. પાસેના એક વૃક્ષ ઉપ-રથી ઘુવડ બોલતું હતું.

આવી જ કાળી અંધારી રાત્રિ હતી. ગોપાલ સાથે તે આ સ્થળેથી જ હોડીમાં બેસીને શેઠજીની બગીચી સુધી ગઈ હતી. ત્યાં મીઠાં, પાકાં ફળો તેણે ખાધાં હતાં. ગોપાલે તેની જીવન રક્ષા કરી હતી. તેનું મન ગોપાલ પ્રત્યે સ્નેહ અને શ્રદ્ધાથી ભરાઈ ગયું.

ક્યાં હશે ગોપાલ ? તેનું મન પૂછી ઊઠયું. બાળક ફરીથી ફરકવા લાગ્યું. "ડર માં, ડર માં–લાલ ! હવે તો તને જીવની જેમ સાચવીશ." તે બોલી ઊઠી.

સ્નેહની અને તૃપ્તિની એવી એક લહેર તેના રોમ રોમમાં વ્યાપી ગઇ કે એક ક્ષણ તે એક પથરા ઉપર બેસી નદીનાં કાળાં નીરને નિરખી રહી. થોડા વખત પહેલાંની વ્યથા, દુઃખ અને પીડા જાણે ક્યાંના ક્યાં ભાગી ગયાં.

તેને થયું તેણે કંઇ પાપ કર્યું ન હતું. તે સાવ નિર્દોષ હતી. રાત્રિને વખતે અજાણ્યા સ્થળે, અનિચ્છાએ, કોઈ દુષ્ટના પંજામાં સપડાવવાને અંગે જે થઈ ગયું તેને માટે વિધાતા દૂષિત હતી. તેનો તેમાં દોષ નહતો. અને બાળકનો તેમાં લવલેશ દોષ નથી. શા માટે એને તિરસ્કારવો નહિ રે નહિ. કેવી મૂર્ખ ને ગાંડી હું–મરવા માગતી હતી. મરવા મથતી હતી.

અને પછી તેને પેલા ઘરમાં ગાળેલા દિવસો યાદ આવવા લાગ્યા. ગોપાલ ! ગોપાલ !! શા માટે તે ભાગી ગયો હતો ? જો ઈશ્વરે તેને વાચા આપી હોત તો તે ગોપા-

હના અશ્રુઓમાં પડી કહેત–હું જાણું છું. તમારો દોષ નથી. આ તમે કર્યું નથી. આમાં મારો પણ દોષ નથી...

પણ છતાં તમને ચાહું છું. મારું જીવન સર્વસ્વ હું તમને આપવા તૈયાર છું. ચાલો ચાલ્યા જઈએ ક્યાંક દૂર દૂર–વસ્તીથી દૂર ટીકા કરતા કટાક્ષ કરતા જનસમૂહથી દૂર જંગલમાં, ત્યાં એક સુંદર ઝૂંપડું બનાવીને આપણે રહીશું.

આ બાળક ઉપર તમે પિતા જેવોજ સ્નેહ રાખજો, તેને તમારા અંકમાં ભરી લેજો.

ભલે જગતે આળ લગાડયું–તેને તમે સહી લેજો, મ્હારા સ્નેહને અંગે સહી લેજો...ચાહશોને મને–તે ગાંડાની જેમ બબડવા લાગી.

પછી એકાએક વિચાર આવતાં ચાલવા લાગી. તેના પગો વેગથી આગળ વધવા લાગ્યા. નદીને કાંઠે કાંઠે તે આગળ વધવા લાગી.

આ આંબાનાં ઝાડ, આ જાંબુનાં મોટાં વૃક્ષો, આ વાંસનાં વન–પવનના સૂસવાટા વનમાં કેવું સંગીત પેદા કરે છે. તેને આખી સૃષ્ટિ ચેતના મય અને આલ્હાદકારક લાગવા લાગી.

આ આવી શેઠજીની બગીચી. ભૂતકાળનાં મીઠાં સંસ્મરણોની જેમ તે પેલી બગીચી તરફ મીટ માંડી રહી. આજ સ્થળે ઊભી હતી હોડી. ગોપાલ પેલી બાજુથી બગીચીમાં ધૂસ્યો હતો. હોડીમાં બેઠી બેઠી તે તેની પ્રતિક્ષા કરતી હતી. જ્યારે તે ફળ લઈને આવ્યો ત્યારે તેણે હેઠો શ્વાસ મૂકયો હતો અને પછી તેણે કેટલાં બધાં ફળો ખાધાં હતાં ! ગોપાલ તો મૂંગો મૂંગો હોડીમાં બેઠો હતો, પણ તેના હૃદયમાં

તે જ વખતથી તેના માટે સ્નેહ અને શ્રદ્ધાની લાગણી જન્મી હતી. અને પછીના દિવસો !

તે આગળ ચાલવા લાગી. હવે તો નદી સપાટ મેદાનમાં થઈને આગળ વધતી હતી. તે પણ નદી કિનારે કિનારે આગળ વધવા લાગી. ઊંઘ કે થાકનું નામ કે નિશાન તેને જણાતું નહતું. તે તો બસ નદી કિનારે કિનારે આગળ ધપતી હતી. આકાશમાં ફરીથી વાદળાં દેખાતાં હતાં. આકાશના તારાઓ એક પછી એક વાદળાંના કાળા સમૂહમાં ઢંકાઈ ગયા. પવન ફૂંકાવા લાગ્યો. પણ આજે તેને આ પ્રકૃતિ દૃશ્ય ઘણુંજ મનોહર અને સુંદર લાગવા લાગ્યું.

બાલાજીની ટેકરી આવી. તે આગળ ચાલતી જ રહી. ચાલતી જ રહી. નદી હવે ફરીથી એક વનમાં પ્રવેશતી હતી. તે પણ નદી કાંઠે કાંઠે વનમાં પ્રવેશી, જ્યારે વનમાંથી બહાર આવી ત્યારે પાણી પડવા માંડયું હતું. નદીને કિનારે બે ચાર ઝૂંપડાં આવેલાં હતાં. એક દીવો ટમ ટમ બળતો હતો.

નદી કિનારે આ ઝૂંપડી જોઈ તેના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. આવીજ તેની ઝૂંપડી હશે. ગોપાલ સાથે તે રહેતી હશે. ઘોડિયામાં બાળક ઊંઘતું હશે. આવોજ એક નાનો દીવો ટમ ટમ બળતો હશે.

આજ વખતે ઝૂંપડીમાંથી બાળક રડવા લાગ્યું. " એય ! સાંભળેસ કે ? " કોઈ પુરુષનો અવાજ કાને પડયો.

" ઉંહ " મંદ અવાજ.

" એય ! રડે સે ઊઠની. "



૧૪

"ઉંહ."

"ઉંહ ઉંહ કરતી એ ભોઠની ?"

"તમેજ હિંસકો નાખો ની ?"

"પણ એને ભૂખ લાગતી છે."

"ઓહ ! ઊંઘવા પણ નહિ દે." કરતીક કોઈ સ્ત્રી બોલે છે તેની ચૂડીઓના રણકાર સંભળાય છે. અને પછી માતા હાલરડું ગાતી સંભળાય છે.

ચંદાનું મન ગદગદ થઈ ગયું ! હે પ્રભુ ! તે મનમાં બોલી ! મારું આવું ભાગ્ય હશે ? હું પણ મારા બાળકને આમ હાલરડું ગાઈ સૂવડાવી શકીશ.

પછી ફરીથી તેનું મન આશંકાથી ઘેરાવા લાગ્યું. તે સાવ એકલી છે, નિરાધાર છે. તેનું કોઈ નથી. અને આજ યાત્રામાં બાળક જન્મવાનું થાય તો શું કરીશ ? હે પ્રભો ! તું જ લાજ રાખજે. અને ગોપાલ મળશે ? મળશે તો તેને સ્વીકારશે ? તેને હડસેલી નહિ મૂકે ? અનેક વિચારો આવી તેને મૂંઝવવા લાગ્યા. એક ક્ષણ તે ત્યાં જ ઊભી રહી.

"તાવ સે, સોકરાને" અંદરથી સ્ત્રીનો અવાજ આવ્યો.

"તેમાં ડરે સે શાની. એને રામજી રખેવાળ સે."

રામજી રખેવાળે છે—આ શબ્દો વારંવાર તેના કર્ણ ઉપર પડઘો પાડતાં રહ્યાં. તેને શા માટે ડરવું જોઈએ—તે બોલી ઊઠી. આજ દિન સુધી જેણે રક્ષા કરી છે તે જ રક્ષા કરશે—તે બબડી—અને પછી જાણે કેમ તેના પગોમાં જોર આવ્યું હોય તેમ તે આગળ વધવા લાગી.

સવારના ચારેક વાગ્યા હશે. ચંદા દ્રુત ગતિએ ટેકરાઓ અને ટેકરીઓને ચઢતી નદી કાંઠે આગળ વધતી જતી હતી.

એકાએક તેને દરદ થવા લાગ્યું. હે રામ! આ શું તે બબડી. આ દરદ શાનું? આ વન વગડામાં જ બાળક જન્મશે? શું કરીશ. નાથ અને તે રડવા લાગી. તેની બધીય હિંમત, તેનું બધું ધૈર્ય, તેની બધી શ્રદ્ધા જાણે ઓગળવા લાગી.

થોડીકવાર પછી સ્વસ્થ થઈ તે આગળ ચાલવા લાગી. આ તો પર્વતોની હારમાળા દેખાય છે. નદીનું સ્વરૂપ અહો વધારે વિકટ થતું દેખાય છે. થોડીવારમાં તો મુશળધાર પાણી પડવા લાગ્યું. ઠંડીથી તે થરથર ધ્રૂજવા લાગી. વૃક્ષના પાદડાંની જેમ તેની દેહલતા કંપવા લાગી. તો પણ તે હિંમતથી આગળ વધવા લાગી. હિંમત હારીશ તો ક્યાંયની નહિ રહું તેનું મન–તેનો અંતરાત્મા પોકારી પોકારીને કહેવા લાગ્યો.

હવે તો દરદ પણ ધીમે ધીમે વધે છે. ઓય માં! આ તો સહન નથી થતું. અરધા માઈલ દૂર આ જંગલ આવે છે. પવનનો સૂસવાટો તેને ભોંય ઉપર પાડી દેવા મથે છે. આકાશમાં વીજળીઓ ચમકે છે ને વાદળાં ગડગડાટ કરે છે. વૃક્ષો આમથી તેમ ડોલે છે જાણે જડમૂળમાંથી નીકળી જશે. તે એક પથરા ઉપર બેસી ગઈ. પાણીનો વેગ વધવા લાગ્યો. થોડીવારમાં સર્વત્ર પાણી પાણી થઈ ગયું. લ્યો આ તો નદીના પૂર પણ વધવા લાગ્યાં પર્વતો ઉપર–દૂર દૂરથી–જાણે ક્યારનું પાણી પડતું હોય તેમ નદીમાં પાણી

વેગે વધવા લાગ્યાં અને જોતજોતાં તો નદીનું પાણી ઉછાળા મારતું આસપાસની ભૂમિને ઓગળી જવા મથતું હોય તેમ ધસવા લાગ્યું નદીનો કિનારો પાણીથી ઢંકાઈ ગયો. જે પથરા ઉપર તે બેઠી હતી ત્યાં પણ પાણી આવવા લાગ્યું. હે રામ! તે બોલી–તેની પીડા ધીમે ધીમે વધવા લાગી. સવારના પાંચ વાગશે, પણ નિબિડ અંધકાર ચારે કોર પથરાયેલો છે હિંમત કરી તે ફરીથી ઊભી થઈ અને આગળ વધવા લાગી.

\+ \+ \+

પંડિત ગજાનન મહારાજ ઘરની બહાર તો નીકળ્યા પણ તેમને ક્યાંય ચેન પડ્યું નહિ. વારંવાર સતીના શબ્દો તેમના કાને અથડાવા લાગ્યા "મને સાચું નહિ કહો! ખોટું આળ શામાટે કોઈના ઉપર ઢોળો છો?" સતીનો એ નિસ્તેજ ચહેરો પણ અગ્નિના અંગારા જેવી ધીખતી તેની આંખો જાણે તેને બાળીને ભસ્મીભૂત કરવા મથતી હોય એમ તેને લાગ્યું. ઘરમાંથી નીકળી રાધિકાજીના મંદિરમાં પહોંચ્યા. રાધિકાજીની મૂર્તિ સામે હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યા.

"હે માતા. મને બચાવો. શું કરું હું?" પણ ત્યાંથી પણ તેને કંઈ જવાબ જડ્યો નહિ.

"કેમ પંડિતજી!" પૂજારીએ પૂછ્યું.

"જી" પંડિતજી બોલી ઊઠ્યા.

"આજ તો આ બાજુ!"

"એ તો દર્શન કરવા"

"ભલે ભલે. રોજદર્શન કરવા આવતા જાઓ, તમારાં બધાં પાપો નષ્ટ થશે."

"હા બાપુ! પાપોના ઢગલા કર્યા હોય એવા માણસો પણ તરી જાય પછી હું."

"હરે હરે પંડિતજી–આ શું બોલ્યા તમે. તમે અને પાપ? પાપ તો તમારાથી સો ગાઉ નાસે. અને વળી તમારા જેવા માણસો પાસે તો પાપ પણ પુણ્ય થઈ જાય."

"મશ્કરી કરો છો ગરીબ બ્રાહ્મણની."

"નારે બાપુ! તમારી તો મશ્કરી હોય. તમે ગામના પંડિત. તમારી મશ્કરી કરનાર તો સીધો સ્વર્ગે...અરે... માફ કરજો, હળાહળ નર્કનો ભોગી થાય."

પંડિતજીએ જવાબ દીધો નહિ. તેમને થયું આજે આખી સૃષ્ટિ તેનો ઉપહાસ કરે છે.

જ્યારે તેઓ રાધે બાબુને ઘેર પહોંચ્યા ત્યારે રાધેબાબુ નાક ઉપર ચશ્મા ચઢાવી પોતાનું કામ કરતા હતા.

"જે જે. રાધે બાબુ" પંડિતજી બોલ્યાં.

"ઓહ! પંડિતજી"

"હાજી"

પછી કેટલીય વારસુધી રાધે બાબુ કશું બોલ્યા નહિ આખા ઘરમાં એક વિચિત્ર વિષાદની ઘેરી છાયા ફરી વળી હોય એમ પંડિતજીને લાગ્યું, થોડીવાર પછી રાધે બાબુએ પૂછ્યું.

"ગોપાલનો ક્યાંય પત્તો લાગ્યો કે નહિ?"

"ગોપાલ?" જાણે નિદ્રામાંથી જાગ્યા હોય તેમ પંડિતજી બોલ્યા.

"અરે બાબુ એનો તો પત્તો લાગે? એ કમજાત ન જાણે ક્યાંય ભાગી ગયો હશે, કોને ખબર!"

આનો જવાબ રાધે બાબુએ કંઇ ન આપ્યો.

બીજા ઘરમાં જઈ. પંડિતજીએ માતાજીને પ્રણામ કર્યા.

પણ ત્યાં પણ તેવું જ ગમગીન અને વિષાદનું વાતાવરણ પથરાએલું લાગ્યું. પંડિતજી ત્યાં વધારે વાર રોકાણા નહિ, પણ ગામમાં ચાલતા થયા. પણ કેમે તેમને ચેન પડ્યું નહિ.

ઘેર આવી પત્નીને કહેવા લાગ્યા.

"આજે ભૂખ નથી. જમવાનો નથી."

"ભલે."

"આજે આટલો બધો લોટ કેમ બાંધ્યો છે?" પતિએ પૂછ્યું.

"કાનો આવ્યો છે."

"કાનો આવ્યો છે? હે!"

"હા."

"અહીં જમવાનો છે? રોટલા બાંધી નથી લાવ્યો!"

"લાવ્યો હશે. પણ અહીં જ જમવાનો છે."

"હં. હં. અહીંજ જમેને! બીજે ક્યાં જમે? ખરૂં. છે. તમારા ગામનો માણસ, તમેજ તેની આગતા સ્વાગતા

નહિ કરો તો કોણ કરશે. બિચારો ગરીબ માણસ તમને ખૂબ ચાહે પછી...” અને તેમ કહી પંડિતજી હસ્યા.

સતી સમજી શકી નહિ કે આ શબ્દો કટાક્ષમાં કહેવામાં આવ્યા હતા કે ખરેખરા મનથી. પંડિતજી ઊંધી જવાનો ડોળ કરી પડ્યા. પણ તેમને ઊંઘ આવી નહિ. ક્યાંય સુધી વિચારના વિમળમાં ડુબકી ખાતા રહ્યા. વારંવાર ચંદા રાક્ષસીના રૂપમાં તેને ખાવા ધાતી હોય તેમ તેમને લાગવા કર્યું. છેવટે ચેન ન પડતાં પાછા ઊઠયા અને નદી તરફ ચાલતા થયા.

મોડી રાતે ભટકતા ભટકતા તેઓ આવ્યા અને બોલ્યા.

“ભૂખ નથી જમવું નથી.”

“કેમ ?” સતીએ પૂછ્યું.

“ભૂખ નથી”

“ક્યાંય ખાધું છે ?”

“હા. મારે તો ઘણાં ઘર છે. એક નહિ પણ અનેક સતીઓનાં ઘર છે. તેમના ઘરનાં બારણાં સદૈવ ખુલ્લા જ રહે છે. ત્યાંજ મને તો પેટ પૂરતું મળી રહે છે” તેઓ બોલ્યા.

સતીએ આનો કંઈ જ જવાબ આપ્યો નહિ.

બે વાગે કાનો આવેલો. તેને જમાડી સતીએ બધું ખાવાનું ઢાંકી દીધું હતું. તેને પણ ખાવાનું મન થયું નહિ અને જ્યારે પંડિતજીએ સાંજના પણ ખાવાની ના પાડી, ત્યારે તેણે પણ કંઈ ખાધું નહિ.

× × ×

રાત્રિનો એક વાગ્યો હશે. પંડિતજી ભૂખે પેટે આમથી તેમ આળોટતા છેવટે ઊંઘી ગયા હતા. તેમનાં નસકોરાં આખા ઘરમાં સંભળાતાં હતાં. સતી સ્નાન કરી પૂજાના ઓરડામાં ક્યારની પૂજા કરતી બેઠી હતી. એક દૃઢ નિશ્ચયથી તેની આંખ ઝગારા મારતી હતી. એક વાગે ઘરનાં બધાં બારણાં ધીમેથી બંધ કરી તે લીમડા નીચે આવી તે ઊભી. ઉપર જોયું. આકાશમાં થોડાં ઘણાં વાદળો આમથી તેમ દોડતાં હતાં. થોડા ઘણા તારાઓ પણ દેખાતા હતા. લીમડો નિઃસ્પંદ ઊભો હતો. થોડીવારમાં બારણાને ત્રણ ટકોરા કોઈએ કર્યા.

સતી આંગણાને છોડી બારણું ખોલીને ઊભી રહી. એક માણસ અંદર આવી સતીની ચરણ રજ લઈ બોલ્યો.

"ચાલો મા બધું તૈયાર છે."

"ચાલ" સતી બોલી.

બન્ને ગલીમાં આવીને ઊભા રહ્યા. સતી એ ઘરનું બારણું અટકાવી દીધું, અને ગલી વટાવી ટેકરા ઉપર આવીને ઊભી રહી.

"ધીરે ઉતરજોમાં" કાનો બોલ્યો.

સતી ટેકરા ઉપરથી ધીમે ધીમે નીચે ઉતરવા લાગી. નીચે ઊંઝાડનાં પાણી ગર્ગલ ધ્વનિ કરતાં દોડતાં હતાં.

બન્ને પૂલ ઉપર આવી લાગ્યાં. પૂલ વટાવી પીપળાના ઝાડ નીચે આવ્યાં. ત્યાં એક હોડી હતી.

"ધીમેથી ચઢી બેસો મા" કાનો બોલ્યો. સતીએ કૂદકો માર્યો અને હોડીમાં એક બાજુએ બેસી ગઈ.

પછી કાનો પણ તેમાં આવીને બેઠો.

"કઇ બાજુ હાંકુ ? તેણે પૂછયું.

"આ સીધી જે બાજુ નદી વહી જાય છે. તે જ દિશામાં હાંક" સતીએ મક્કમ સ્વરે કહ્યું.

"ભલે."

હોડી ચાલવા લાગી. કાનો બન્ને હાથમાં હલેસાં રાખી જોરથી હોડી હાંકવા લાગ્યો વાંસનાં વન આવ્યાં સ્મશાન આવ્યું. ત્યાંથી શિયાળોનાં રુદન સંભળાવા લાગ્યાં. ફરી પાછું વાંસનું વન આવ્યું; આ શેઠજીની બગીચી આવી. ત્યાંથી હોડી આગળ વધી અને નદીનાં પાણીમાં ઝોલાં ખાવા લાગી.

સતી પદ્માસન વાળી પ્રાર્થનામાં લીન હોય એમ લાગતું હતું. કાનો પોતાની ભુજાઓનું બધું બળ વાપરી હોડીને આગળ ધપાવતો હતો. નદીનાં ઘેરા નીર ઉછળતાં કૂદતાં આગળ વધતાં હતાં. આ બાલાજીની ટેકરી પણ ગઈ.

ત્રણ સાડા ત્રણ વાગે આકાશ વાદળાંથી ઘેરાઈ ગયું અને વીજળી ચમકવા લાગી.

"મા તોફાન થશે એમ લાગે છે."

"થવા દે ભાઇ જે તેની ઇચ્છા હશે તે થશે."

જોત જોતાં તો વાદળાં ગડગડાટ કરવા લાગ્યાં અને આકાશમાં વૃત્ર અને ઇંદ્રનું તુમુલ યુદ્ધ જામ્યું. પાણી જોરથી પડવા લાગ્યું. હોડીમાં બેઠેલાં મુસાફરો પાણીથી ભીંજાઈ ગયાં. હવે તો પવન પણ જોર જોરથી ફૂંકાવા લાગ્યો. પાણીનું જોર વધવા લાગ્યું. મુશળધાર વરસાદ પડવા લાગ્યો અને વરસાદનું પાણી હોડીમાં ભરાવા લાગ્યું.

" મા "

" ભાઈ. "

" નદીનો ઘૂઘવાટ સંભળાય છે ? "

" સંભળાય છે "

" પાછળથી પૂર આવે છે. ભયંકર પૂર છે. "

" શ્રદ્ધા રાખ કંઇ નથી થવાનું. "

" તમને તરતાં આવડે છે ? "

" આવડે છે. "

" બસ એજ મને ચિંતા હતી. આપ નિરાંતે બેસો."

ઘૂઘવાટા કરતું, સો સો ઘોડાઓ પૂર વેગે દોડતા હોય તેમ પાછળથી પૂર ધસતું આવતું હતું...સૂ...સૂ કરતો પવનનો સપાટો પૂરનું વેગ અને એક સપાટે હોડી ઊંધી વળી ગઈ.

" માં " કાનો ચીતકાર કરી ઊઠયો. "

" ડરમાં, મને તરતાં આવડે છે. "

" આવા પૂરમાં તરી શકશો ? "

" હા. "

" હાથ ઝાલું મા. "

" ના હું કહીશ જરૂર પડશે તો. "

પણ પાણીનો વેગ એટલો તીવ્ર હતો કે તેઓ બન્ને પાણી પૂર સાથે તણાવા લાગ્યાં.

" માં પેલી બાજુ ભમરી છે સંભાળજો. "

સતી મહાન પ્રયાસે વમળથી બચવાનો પ્રયાસ કરવા લાગી. પણ પૂર તેને તે જ બાજુ ગસડીને લઇ જતું હતું.

" મા. "

"હાથ આપ તારો કાના."

પણ કાનો હાથ આપે તે પહેલાં તો સતી વમળ તરફ ઘસડાવા લાગી.

× × ×

નદીને કાંઠે એક ઝાડ નીચે, ઠંડીથી થર થર ધ્રૂજતી, પાણીથી ભીંજાતી, ચંદા પ્રસેવ વેદનાથી પીડાતી હતી. થોડી જ ક્ષણમાં બાળક જન્મશે તેમ તેને ખાત્રી થઇ ગઇ. પણ પોતાની આવી અસહાય અને નિરાધાર સ્થિતિ જોઈ ચંદા જોર જોરથી રડવા લાગી.

"હે પ્રભુ! શું થશે મારા બાળકનું?" તે મનમાં ને મનમાં બોલતી હતી!

આકાશનું યુદ્ધ કેમ કરી શાંત થવા માગતું ન હતું. આકાશમાં વીજળી ઝબૂકી આ નિરાધાર સ્ત્રીને જોઈ, હસીને ચાલી જતી હતી. જેમ જેમ તેની પ્રસવ વેદના વધતી હતી તેમ તેમ પ્રકૃતિનું રૂપ પણ વધારે ભયંકર થતું હોય તેમ તેને ભાસતું હતું.

"ઓય માં" તે મનમાં બોલી તેને થયું-તેણે ઈશ્વરે ગૂંગી-મૂંગી કરી છે-તે પોતાના હૃદયની જવાળા પણ ઠાલવી શકે તેમ નથી.

આ સ્થળેથી થોડે જ દૂર ટેકરા ઉપર પાલુની ઝૂંપડી આવેલી હતી. ગોપાલ આજ સમયે જંગલ તરફ જઈ રહ્યો હતો. એકાએક તેણે કોઇ ગુંગળાતું હોય તેવો અવાજ સાંભળ્યો. વારંવાર થતી વીજળીના પ્રકાશમાં તે તરફ જવા લાગ્યો.

"કોણ ?" તેણે બૂમ પાડી.

પોતાની જ ભાષામાં ચંદાએ પોતાની નિરાધાર સ્થિતિ દાખવી-ગોપાલ તે તરફ ધસ્યો. વીજળીના પ્રકાશમાં તેણે એક ચીંથરેહાલ સ્ત્રીને ઝાડ નીચે પડેલી જોઈ.

"કોણ ચંદા ?" તે બોલી ઊઠયો.

"ગોપાલ ?" ચંદા મનમાં જ બોલી.

"છિઃ છિઃ ! આ સ્થિતિમાં ?" ગોપાલ બોલ્યો. તેણે જોયું. જોયું-ચંદા...સબાળ છે...અને...અનેક વિચારો એક ક્ષણમાં જ તેના મનમાં દોડ્યા...આ દુષ્ટ છોકરી હજી પણ તેનો છેડો મૂકવા માગતી નથી...પોતે કરેલું પાપ-એ પાપનો બોજો લઇ તે ફરીથી મને સપડાવવા અહીં આવી લાગી છે...મને તે છોડવા માગતી નથી...મને તે બદનામ કરવા માગે છે-મારા ઉપર આ કલંક સદૈવ લાગેલું જ રહે-તેજ માટે તે અહીં આવી છે...આ વિચાર આવતાં આગળ વધવાને બદલે ગોપાલ વિરુદ્ધ દિશામાં ચાલવા લાગ્યો.

વીજળીનો પ્રકાશ-અને ચંદા એ જોયું-જેના માટે તે જીવતી રહેલી છે-જેના માટે તે પોતાનું જીવન સર્વસ્વ આપવા તૈયાર થયેલી છે-જેને તે પોતાના હૃદયથી ચાહે છે-જેના કારણે જ પોતાનું જીવન તેણે ટકાવી રાખ્યું છે-તે જ ગોપાલ તેનો તિરસ્કાર કરતો ચાલ્યો જાય છે...આજ એક ક્ષણ છે જ્યારે જો તેની પાસે વાચા હોત-તો તેને તે બોલાવી શકતે-તેની માફી માગી શકતે. ઓહ ! આ ભયંકર પ્રસવ વેદના-આ નિરાધાર પરિસ્થિતિ અને માંડમાંડ જ્યારે

તેના દેવ તેને મળે છે તે જ ક્ષણે પાછા ચાલ્યા જાય છે. ચંદાએ પ્રાણપણે બોલવાનો પ્રયાસ કરી બૂમ પાડી.

"ગ...ગો...ગો...પ...પા...લ !"

તેની વાચા ઉઘડી ગઇ.

"ગોપાલ !" તે ફરીથી બોલી.

એ શબ્દો હજાર વીંછીની જેમ તેને ભોંકાવા લાગ્યા. આજ મૂંગી–ગૂંગી ચંદા–આટલા દિવસો સુધી ન બોલવાનો તેણે ઢોંગ રચ્યો હતો ? અને આ વિચાર આવતાં જ તેનું મન ચંદા પર હજાર હજાર ફિટકાર વરસાવવા લાગ્યું... જાણે કેમ તે આ કપટીથી દૂર નાસવા માગતો હોય તેમ ત્યાંથી ગોપાલ મૂઠીવાળી નાસવા લાગ્યો. તેને થયું એક ક્ષણ પણ જો તે ઊભો રહેશે તો–તો તે આ કપટી માયાજાળમાં ફસાઈ પડશે !

ગોપાલને નાસતો જોઇ ચંદાની આંખો ફાટી ગઈ... તેની આંખો સામે અંધારાં આવવા લાગ્યાં–તેને થયું–આખું વિશ્વ હવે એક મહાન અંધકારમાં લુપ્ત થાય છે અને તે પણ અંધકારમાં વિલીન થાય છે ! એક છેલ્લી હાકલ તેના મુખમાંથી નીકળી "ગોપાલ ! હું નિર્દોષ......" અને પછી...! !

પાલુએ જંગલમાંથી ફરતાં આ શબ્દો સાંભળ્યા. રોજ સવારમાં વહેલી ઊઠી તે નદી કાંઠે જંગલમાં જતી. આવે સમયે–આવે કવખતે કોઇ સ્ત્રીની બૂમ...સાંભળી તે તે દિશામાં દોડી.

થોડો થોડો પ્રકાશ થવા લાગ્યો હતો. સવારના સાડા પાંચથી છનો સુમાર હતો.

"કોણ ?"

પણ કોઇએ જવાબ દીધો નહિ.

અરે ? કોઇ સ્ત્રી ? પ્રસવ વેદનાની છેલ્લી ઘડીએ ?

તેણે તુરત જ પોતાની સાડી કાઢી ચંદા ઉપર નાખી અને ચંદાને આશ્વાસન આપવા લાગી. પણ તેણે જોયું કે ચંદા બેભાન હતી.

× × ×

પંડિત ગજાનન મહાશય વારંવાર ઊંઘમાં ઊકાંટા કરતા હતા અને ઊંઘમાંથી ઝબકીને જાગી ઊઠતા હતા. એક ભયંકર સ્વપ્નું તેઓ જોતા હતા. ચંદા નદીના પૂરમાં તણાય છે, એકાએક તેના શરીરમાંથી એક રાક્ષસ ઉત્પન્ન થઇ તેનું ગળું દબાવવા દોડતો આવે છે. એકાએક ઝબકીને તે જાગી ઊઠે છે! ઓહ આ શું? ધૂમાડાના ગોટે ગોટા અને ઉપર છાપરું ભડ ભડ બળે છે? ઓહ રામ! આ શું? ત્યાં તો તેમને પોતાની પથારી બળતી હોય એવું લાગ્યું! ઓહ પ્રભુ આ શું? તેઓ બેબાકળા થઇ ભાગવા લાગ્યા. સામેનું બારણું આગની ઝપટોમાં ઘેરાઇ ગયું હતું ક્યાંથી નાસવું તે તેમને સૂઝયું નહિ છતાં હિંમત કરી તેઓ બારણામાંથી જ કૂદકો મારી બહાર આવ્યા. તેમના કુડતાને આગની ઝપટ લાગી અને તે બળવા લાગ્યું. તેમણે જોયું કે આખું ઘર ભડ ભડ બળે છે! તેઓ દોડ્યા અને ગલીમાં આવી બૂમ પાડવા લાગ્યા. "આગ, આગ. દોડો દોડો."

અરે! પણ સતી? સતી અંદર જ રહી ગઇ. ગામના લોકો "દોડો, દોડો" કરતા ગલીમાં આવી ભેગા થઇ ગયા.

બૂમ પાડી પંડિત ગજાનન રડવા લાગ્યા.

"અરે સતી ? સતી તો અંદર જ રહી ગઈ" પછી જોર જોરથી બૂમ પાડવા લાગ્યા.

"એય–એય! સાંભળે છે કે ? આગ લાગી છે દોડ દોડ બહાર આવ."

"શું છે ! શું છે ?" લોકો બૂમ પાડવા લાગ્યા સતી સતી અંદર જ છે.

"અરે દોડો, દોડો. કોઇ અંદર જાઓ ઊંચકી લાવો."

પણ લોકો બૂમ બરાડા પાડવા સિવાય અંદર જવાનું નામ લેતા ન હતા. પંડિતજી હાંફળા ફાંફળા દોડધામ કરતા હતા પણ અંદર જવાની તેમની હિંમત ચાલતી ન હતી.

"અરે ભગવાન શું થશે મારું ?" તે બબડયા. છેવટે હિંમત કરી આંગણામાં આવી અંદર જવાનો પ્રયાસ કરવા લાગ્યા, ત્યાં તો કકડ ભૂસ કરતું ને ઉપરનું છાપરું પડયું અને પંડિતજી જીવ લઇને નાઠા અને સીધા રાધેબાબુના ઘર તરફ દોડયા.

સામે જ રસ્તા ઉપર રાધેબાબુ દોડતા આવતા દેખાયા.

તેમના ચરણોમાં પડી પંડિતજી રડવા લાગ્યા.

"અરે અરે રાધેબાબુ ! હું તો મરી ગયો. મારું આખું ઘર બળીને રાખ થઇ ગયું...મારા પાપનું ફળ મને મળ્યું... હે પ્રભો ! આ અંદરની આગ કેમ બુઝાવું. મેં જ પાપ કર્યું છે ! ગોપાલ સાવ નિર્દોષ છે !" તે બબડયા.

ડોળા ફાડી રાધેબાબુ આ શબ્દો સાંભળતા રહ્યા થોડી વારમાં તો પાણી પડવા લાગ્યું અને આગ બૂઝાઈ

ગઇ. આખું ઘર ફેંદી નાખવામાં આવ્યું પણ સતીનો પત્તો લાગ્યો નહિ.

"પંડિતજી! સતી માં તો અંદર ઘરમાં હતાં જ નહિ એમ લાગે છે."

"હેં શું કહ્યું?" ડોળા ફાડી પંડિતજી બોલ્યા. હા ......કારણ કે આખું ઘર ફેંદી વળ્યા પણ સતી માં ની લાશ હાથ ન આવી."

"હેં! ખરું? તો ક્યાં ગઇ એ?" રડતા રડતા પંડિતજી બોલ્યા.

"રામજી જાણે." કોઇ બોલ્યું.

"પણ તમારો કાનો ક્યાં?"

"હું કાનો! તો રાતના અહીં જ સૂવાનો હતો! એ હરામખોર ગયો ક્યાં? હે પ્રભો! તું કર ઈ ખરી. આ ગરીબ બામણની લાજ રાખજે મારા નાથ."

× × ×

પાલુ એ પાલાની-વનસ્પતિઓમાંથી એકની જડ પથરા ઉપર ઘસી, અંજલીમાં પાણી લઇ, તેમાં તે ભેળવી ચંદાના મુખમાં રેડી. થોડી જ વારમાં તેને ચેતન આવ્યું. ...ઓય...માં-તેણે બૂમ પાડી.

"ગભરાતી નહિ હો બેન" પાલુ બોલી.

"કોણ?" ચંદા બોલી, પછી તેનો હાથ પોતાના હાથમાં લઈ બોલી. "તમે કોણ બેન!"

"હું છું...પાલુ; પાસેજ રહું છું. ગભરાશો નહિ હોં ...હમણાંજ એક સુંદર બાળક આવશે."

\+ \+ \+

જેમ જેમ ગોપાલ આગળ વધતો હતો તેમ તેમ એક વિચિત્ર ભાવ તેને પાછળ ખેંચતો હતો. તેનો અંતરાત્મા તેને હજાર હજાર ફિટકાર વરસાવવા લાગ્યો. છિ: છિ: ગોપાલ એક નિરાધાર સ્ત્રીને આવી નિરાધાર સ્થિતિમાં મૂકી તું નાસી જાય છે. છિ: છિ: તે એક ક્ષણ થોભ્યો. શું આ યોગ્ય કર્યું તે ? ગમે તેવી દૂષિત હોય તે, તો પણ તેને સહાયતા કરવી તે તેનો ધર્મ છે. અને પછી તેને તે રાત્રિ યાદ આવી જ્યારે તે હોડીમાં બેઠો હતો, સ્મશાન પાસે આવી તેણે આજ ચંદાનું કરુણ ક્રંદન સાંભળેલું અને તેને પોતાની હોડીમાં બેસાડી તે તેને શેઠજીના બગીચા સુધી લઇ ગયો હતો ત્યાં તેને તેણે પાકાં ફળો ખવરાવેલાં.

આજે એવું શું બન્યું છે કે તે તેનો તિરસ્કાર કરે છે ? તે પોતે કેટલો બદલાઇ ગયો છે. જનસમૂહની ટીકાથી ડરી તે ગામડેથી ભાગી આવ્યો છે......આવી દુર્બળતા ? આવું હૃદય દૌર્બલ્ય !

નહિ, નહિ આવું હૃદય દૌર્બલ્ય હું નહિ દાખવું. તેણે એવું શું પાપ કર્યું છે ? અને તે પોતે એ કાર્ય માટે દૂષિત છે એ કોણે કહ્યું. જીવનમાં કોણ પાપ નથી કરતું ? પાપીનો તિરસ્કાર કરવાથી તો પાપ વધે છે. તેને ક્ષમા આપવાથી-તેને સ્નેહથી ચાહવાથી જ પાપ ઘટે છે......અને તેને એકાએક સતી યાદ આવી-સતીનો સુંદર ચહેરો-તેનો ઉપદેશ તેને યાદ આવવા લાગ્યો. ભાઈ! જીવન સ્નેહ ઉપર નિર્ભર છે-આખી સૃષ્ટિ આ સ્નેહ ઉપર અવલંબે છે."

અને તે મૂઠી વાળી જે દિશામાં ચંદા પડી હતી તે તરફ દોડ્યો દોડતાં દોડતાં તે પ્રાર્થના કરતો હતો "હે ભગવાન તેની રક્ષા કરજે. મારી ભૂલ ક્ષમા કરજે." પરસેવાથી રેબ ઝેબ તે જ્યારે તે સ્થળે આવ્યો ત્યારે તેના કર્ણ ઉપર–બાળક રડતું હોય તેવો અવાજ આવ્યો. બાળકના આગમન સાથેજ તે ત્યાં પહોંચ્યો. તેણે જોયું–પાલુ ત્યાં જ હતી. તે એક શબ્દ પણ બોલ્યો નહિ અને જમીન ઉપર બેસી જઇ, ચંદાનું માથું પોતાના ખોળામાં લઇ બોલ્યો "ચંદા!"

* * *

સતી વમળ તરફ ઘસડાવા લાગી. કાનાએ તે જોયું, પોતાના બાહુ બળનું સમસ્ત જોર વાપરી તેણે સતીનો હાથ પકડ્યો, અને ઇશ્વરનું નામ લઇ તેને કિનારા તરફ ખેંચવા લાગ્યો.

કિનારા પાસે બન્ને આવી લાગ્યાં. આજ સમયે તેમના કાન ઉપર રડતા બાળકનો અવાજ પડ્યો અને સતી બોલીઃ

"કોણ?"

અને જાણે આ "કોણ"નો તેને જવાબ જડ્યો હોય તેમ ગોપાલના શબ્દો "ચંદા" સતીના કાન ઉપર પડ્યા.

"કાના! જેને માટે આપણે આટલું કષ્ટ સહ્યું–તે જડી ગઇ" કહી સતી ભીંને કપડે ત્યાં આગળ વધી અને સામે જુએ છે તો ચંદા–જમીન ઉપર પડી છે......તેનું માથું ગોપાલના ખોળામાં છે, પાસેજ પાલુ તુરત જન્મેલા બાળકની સારવાર કરે છે.

"છોકરો છોકરો" તે બોલી પછી હસતી હસતી કહેવા લાગી.

"ગોપાલભાઈ ! બાળકનું મોઢું તો અસલ તમારા જેવું છે."

સતી આ જોઈ રહી. ગોપાલ એક શબ્દ બોલ્યો નહિ. પાલુ બોલી:

"શરમાવવાની જરૂરત નથી. તમે સતીમાં કે ? હું તમને ઓળખું છું. તમે અહીં આવશો જ હમારા ભાઈને મળવા એ હું જાણતી જ હતી. હવે વાર કરવામાં ફળ નથી. ચાલો."

\+ \+ \+

બાળક પ્રસન્ન હતું. તે એટલું સુંદર હતું કે સતી તો તેને જોઈ ગાંડી જ બની ગઈ. પાલુની ઝૂંપડીમાં તો આનંદની છોળો વહેવા લાગી.

સતીએ બધું જાણ્યું હતું, તેણે જાણ્યું હતું કે તેના પોતાના પતિજ દૂષિત હતા, છતાં તેના મુખ ઉપર ગ્લાનિ ક્રોધ કે ઈર્ષ્યાની ભાવના ન હતી. તે તો બાળકની સાથે દિવસ આખો ગાંડા કાઢ્યા કરતી.

ગોપાલ ચંદા પાસે બેઠો હતો. ચંદા ખાટલામાં સૂતી હતી. તેનો એક હાથ ગોપાલના ખોળામાં હતો. ગોપાલ ચંદાના વાળ સાથે ગેલ કરતો હતો.

"મારી પ્રાર્થના ફળી છે" ચંદાએ મંદ સ્વરે કહ્યું: "હવે મને દુઃખ કે ચિંતા નથી. આ સંસારમાંથી જો છૂટું તોય હવે મને દુઃખ નથી. આ બાળક તમને જ સોંપી જાઉં છું."

"એવું બોલશો નહિ" પાલુ બોલી.

"હું બચીશ નહિ" ચંદા બોલી.

"જ્યાં સુધી હું જીવું છું ત્યાં સુધી તમને મરવા નહિ દઉં હોં" પાલુ બોલી.

"ખરેખર!" ગોપાલ બોલ્યો.

"હું તો તમારા ખોળામાં જ મૃત્યુ પામું એ જ ઇચ્છું છું."

"એવું બોલશો નહિ." ફરીથી પાલુ બોલી.

પણ ચંદાની સ્થિતિ દિવસે દિવસે બગડવા લાગી. ગોપાલ ચિંતિત રહેવા લાગ્યો.

"પાલુ બેન!" તે બોલ્યો. "નહિ બચે?"

"શું બોલ્યા તમે? તેનો વાળ પણ વાંકો થવાનો નથી" તે બોલી.

પણ કોઈ પણ ઔષધ તેને લાગુ પડતી ન દેખાણી. તે દિવસે દિવસે ક્ષીણ અને દુર્બળ થવા લાગી.

સતી અને પાલુએ ચંદાની સારવારમાં કશી કચાસ રાખી નહિ.

× × ×

કાનો ગામડે જઈ રાધેબાબુને મળ્યો હતો. તેણે બધી વાત કહી હતી.

પંડિતજીએ સતીના સમાચાર જ્યારે સાંભળ્યા ત્યારે તો તે ગાંડા થઈ ગયા અને રાધે બાબુ પાસે જઈ બોલ્યા.

"રાધેબાબુ ચાલો. આજે, હમણાં જ ઉપડી જઈએ."

ભાભી તથા માતાએ પણ સાથે આવવા ઇચ્છા પ્રદર્શિત કરી.

એક હોડીમાં રાધેબાબુ પંડિત ગજાનન, ભાભી, માતાજી તથા બે હલેસાં મારવાવાળા માછીમારો બેઠા હતા અને હોડી ઊજાડના શાંત પાણીમાં આગળ ધપતી હતી.

× × ×

સંધ્યા નમવાની તૈયારીમાં હતી. ઝૂંપડીમાં ગમગીન વાતાવરણ હતું.

ગોપાલ ચંદાના ખાટલા પાસે બેઠો હતો.

"ચંદા!" તે બોલ્યો, "તું ચિંતા શા માટે કરે છે! હવે હું તું અને બાળક......બસ......આજ આપણી સૃષ્ટિ..."

ચંદા સ્હેજ હસી, પછી તે બેભાન થતી હોય તેમ લાગ્યું. થોડીવારમાં તો તે બેભાન થઇને ખાટલામાં ઢળી પડી.

"હવે?" ગોપાલ બોલ્યો.

પાલુનો ઘરડો બાપ આજ બપોરનો અદૃશ્ય હતો.

આજ વખતે અંદર આવી તે બોલ્યો.

"કેમ છે માં ને?"

કોઇએ કંઈ જવાબ આપ્યો નહિ.

તે ખાટલા પાસે આવ્યો, ચંદાની નાડી તપાસી.

"આ છેલ્લી ઔષધિ છે. જો એ અસર કરે અને રાતના બાર સુધી તેની આંખો ઉઘડે તો......" તે વધુ બોલ્યા નહિ.

સતીની આંખોમાં પાણી હતાં. પાલુ ઔષધિ વાટવા અંદર ચાલી ગઈ હતી. બાળક લ્હેરથી ઊંઘતું હતું.

આજ સમયે રાઘેબાબુની હોડી ટેકરા નીચે આવી લાગી.

તેઓ ઉપર આવ્યા. અંદર આવી, ઝૂંપડીનું ગમગીન વાતાવરણ જોઇ બધાં સ્તબ્ધ થઈ ગયાં.

પંડિત ગજાનનનું મોઢું જોવા જેવું હતું. તેઓ સતીના મુખ તરફ જોઇ શકતા ન હતા પણ સતીએ તો એવો ભાવ રાખ્યો હતો જાણે કંઇજ ન બન્યું હોય.

સ્તબ્ધ રાત્રિ! આકાશમાં વાદળાં અને ગડગડાટ. ઝૂંપડી અંદર એવી સ્તબ્ધતા અને શાંતિ કે ન પૂછો વાત.

રાત્રિના દસ વાગ્યા, પણ ચંદાને ભાન આવ્યું નહિ. અગિયાર વાગ્યા છતાં તેની તબિયતમાં કંઇ ફેર પડ્યો નહિ

સાડા અગિયાર, પોણાબાર, છતાં તે તેમની તેમ પડી રહી.

ગોપાલ નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ મૂકતો હતો. પણ એવી રીતે કે કોઇ જોઇ શકે નહિ. પંડિત ગજાનન બહાર પેલી શિલા ઉપર બેઠા "શંભો, શંભો" મંત્ર જપતા હતા. અને વારંવાર પોતાના ગાલો ઉપર થપાટ મારતા હતા અને શંભુને વિનવતા હતા "બાપ ક્ષમા કરજે. બિચારીને સારું કરી દેજે."

બાર વાગ્યા. બધાના પ્રાણ જાણે ત્રાજવે તોળાઇ રહ્યા હતા. એક ક્ષણ–બે ક્ષણ–અને ત્રીજી ક્ષણે......ચંદાએ આંખ ખોલી !

બધાના પ્રાણમાં પ્રાણ આવ્યા.

"બાળક ક્યાં ?" તે બબડી.

"આ રહ્યું" સતી બોલી.

અને બાળકને તેના પડખામાં સૂવાડી બોલી.

"ચિંતા કરશો નહિ...જો આ રાઘેબાબુ બોલાવે."

રાઘેબાબુ પાસે આવ્યા અને તેના માથા ઉપર હાથ મૂકી બોલ્યા :

"ચિંતા કરતી નહિ દીકરા. બધું ઠીક થઇ જશે."

ભાભીએ કહ્યું : "ચંદા ! ઠીક છે ને ?"

માતાંએ મૂંગા મૂંગા જ સ્નેહ ભીની આંખે ચંદા તરફ જોયું.

અને પછી બાળક રડવા લાગ્યું...માતાએ તેને પોતાની સોડમાં લઇ લીધું.

× × ×

થોડા દિવસ પછી બે હોડીઓ ગામ ભણી જઇ રહી હતી...અને ઝેઝાડનાં નીર શાંત વહેતાં હતાં.

સમાપ્ત.

ગુજરાત અને બૃહદ્ ગુજરાતમાં સામાજિક, માનસિક અને રાષ્ટ્રીય ઘડતરમાં નવચેતનનાં પ્રકાશનોની નૂતન વિચારશ્રેણીએ અદ્ભુત ફાળો આપી ગુજરાતનાં યુવકયુવતીઓમાં નવોજ પ્રાણ પૂર્યો છે.

**વર્ષ ૧ લું**

| | | |
|---|---|---|
| તરંગિણી | [ રમણિક મહેતા ] | ૦-૧૦-૦ |
| જોગિની | [ દિવ્યાનંદ કૃત ] | ૦—૮-૦ |
| રાસનલિની | [ કેશવ શેઠ ] | ૧—૦-૦ |
| કુર્જ્યા કાકી | [ સ્વ. જાગીરદાર ] | ૧—૪-૦ |
| કવિવર ટાગોર | [ કાન્તિલાલ શાહ ] | ૦-૧૨-૦ |
| જીવંત જ્વાળા | [ મનનિય લેખો ] | ૦—૮-૦ |
| મંદાર માળા | [ કેશવ શેઠ ] | ૦-૧૨-૦ |

**વર્ષ ૨ જું**

| | | |
|---|---|---|
| * આશા | [ મકનજી પરમાર ] | ૧—૦-૦ |
| * પ્રીતમની પ્યાસ | [ દિવ્યાનંદ કૃત ] | ૧—૦-૦ |
| * આનંદબત્રીસી | [ જદુરાય ખંધડિયા ] | ૧—૪-૦ |
| * રાસરંજના | [ જયુભાઇ, વાડીલાલ શાહ ] | ૧—૪-૦ |
| * આજકાલ | [ પુરુષોત્તમ પારેખ ] | ૧—૦-૦ |
| * એકાકી | [ નર્મદાશંકર શુક્લ ] | ૧—૦-૦ |

**વર્ષ ત્રીજું**

| | | |
|---|---|---|
| * વલ્કલ | [ જસવંત ઠાકર ] | ૦-૧૨-૦ |
| * દત્તા | [ શરદ બાબુ ] | ૧-૧૨-૦ |
| * દિગંત | [ મોહિનીચંદ્ર ] | ૦—૪-૦ |
| * અનુરાધા | [ શરદ બાબુ ] | ૨—૦-૦ |
| * યોગી કોણ? | [ દિવ્યાનંદ કૃત ] | ૧—૦-૦ |

**વર્ષ ૪ થું**

| | | |
|---|---|---|
| * ઉમા | [ પ્રહ્લાદજી ] | ૧—૮-૦ |
| * શોભા | [ ઇંદ્રિ વસાવડા ] | ૨-૧૨-૦ |
| * નિર્મળા | [ પ્રેમચંદજી ] | ૧—૪-૦ |
| * જીવન નિર્માણ | [ ચિરંતન ] | ૨—૦-૦ |

